શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ ९.

# हरिदास तथा द्वारकादास

कृत

# कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી
વડોદરા.

સંવત ૧૯૪૫-૪૬ સન ૧૮૮૯-૯૦.
કીમત ૧-૦-૦

Under the liberal patronage of

His Highness Maharaja

SAYAJI RAO GAEKWAR

Sena Khaskhel Samsher Bahadur

Baroda

# PRACHIN KAVYA MALA

or

Old Gujarati Poetical Series,

## PART IX

## POETS HARIDAS AND DWARKADAS' KAVITA.

15002

*Published with annotations*

By


Hargovind Dwarkadas Kántávalá

and

Nathashankar Pujashankar Shastri.



A. D 1889-90.

*Price Rs 1-0-0*

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થયું માને છે તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે વસુંધરા (પૃથિવી) નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ) ને બહિર્ કહાડી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિનો ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે, નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીના સાધન નિર્માણ કરે છે, તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખશાન્તિના સાધન આપે છે ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અનર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્તિને પામે છે એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેના ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ આપણા કાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતા દૃષ્ટાંતરૂપ થઈ પડ્યા છે

શ્રીમત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા૦ ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઈ ગએલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્ય આશ્રયથી થાય તો સારૂં

(?)

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરાં રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણાં સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમા પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરાભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. રાધાબાઇ તથા દીવાળીબાઇ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ [illegible] ની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુગ્રહથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

> Poetry is itself a thing of God:
> He made his prophets poets, and the more
> We feel of poesy do we become
> Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે *કવિઓનેજ પોતાના* ભવિષ્યવાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઈશ્વર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કર્ષ આપ્યા છે તે *કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો, જેમણે દિવ્ય કાવ્યવડે* આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમા તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામા આવે છે.

સ્વદેશમાના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે. તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનુ કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમા કહ્યુ છે. અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તેથી સર્વ પ્રજાના સુખભોગમા વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે

કવિના દ્રવતા અન્તઃકરણમા ઉત્પન્ન થઈ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યા વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સવને દુઃખમા વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. *એવુ એક સુખપ્રદ*

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણકાર શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવનાનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા મજાંગથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ એમ એ એલ એલ બી
ખાનબહાદુર જમશેદજી અરદેશર દલાલ એમ એ એલ એલ બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી ટીપ્પણી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂંજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે પુસ્તક સબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ શ્રમ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથ્થો એકઠો કરવાના પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે ત્યારે એવી કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે અને તે ઉદ્યમ સફળ થશે ઈશ્વર પાસે પ્રાર્થના છે

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# कविचरित्र.

## हरिदास.

હરિદાસ વડોદરાનો વતની જાતે વીશાવાડ વાણીઓ હતો. તેના જન્મ-મરણની માહ માલમ પડતી નથી પરંતુ તેણે સંવત ૧૭૨૧ મા મહાકવિ પ્રેમાનંદને પોતાના ગુરૂ કર્યા, અને તે ગુરૂની હયાતીમાજ મરણ પામ્યો એમ જણાય છે

પ્રથમ તો હરિદાસ પ્રેમાનંદના ઘરનું કારભારૂ કરતો એટલે જાતે વણિક હોવાથી તે ઘરની વ્યવસ્થા સારી રીતે કરી પ્રેમાનંદને ખુશ કરી શકે એમા નવાઈ નથી શરૂઆતમા તેને વિદ્યાનો કે કવિતાનો નાદ લાગો નહોતો, પરંતુ જેને વિદ્યાનું ને કવિતાનુંજ વ્યસન એવા મહાન્ કવિના સંગમા વારે વારે આવવાથી તથા જે ઘરમા સરસ્વતી દેવી અહોરાત્ર હાજર હોય તે ઘરમા ઘણો વખત રહેવાનું થવાથી હરિદાસનું વલણ વિદ્યા અને કવિતા તરફ ધીમે ધીમે થતું ગયું પ્રેમાનંદને ગુરૂ કરીને તેણે કવિતાનો નિયમિત અભ્યાસ કર્યો અને તેમા તે ગુરૂકૃપાથી ફતેહ પામ્યો

હરિદાસ ઘરનો ગૃહસ્થ હતો તેને કંઈ પ્રજા નહોતી તેની સ્ત્રીનો કાળ થયો તે વખતે પોતાની ૮૦ વર્ષની વય હતા ફરીથી લગ્ન કરવાનો તેના સગાવહાલાએ અતિ આગ્રહ કર્યો પણ તેણે એ વાત પત કરી નહિ સમજુ હોય તે મરવાની અવસ્થાએ લગ્નની વાત પસંદ કરેજ નહિ લેવડદેવડને સંબંધે તેને વારવાર સુરત, ભરૂચ, ખંભાત, અમદાવાદ, વગેરે ઠેકાણે રહેવું પડતું તેમ વ્યાપારના કામમા તેને ઘણું ગુંથાવું પડતું તેમ છતા જે કંઈ અવકાશ મળતો તે કવિતા કરવામા ગાળતો એમ માલમ પડે છે તેણે અમદાવાદ અને સુરતમા રહીને બે ગ્રંથ પૂરા કર્યા હતા ઘણા ગ્રંથમા તેણે ગામનું નામ વગેરે આપ્યું નથી પ્રેમાનંદ વગેરે જ્યારે સ્થળાદિક લખવાની સૂચના

કરતા ત્યારે તે કહેતો કે સ્ત્રી પુત્રાદિક હોય તો સ્થળાદિક લખવાથી લોકમા છોકરા છૈયાની કીર્તિ થાય ને કહેવાય કે ફ્લાણાનો પિતા સારો કવિ કે જ્ઞાની હતો, પરતુ જો મારે "પાનાસુધી પાધર છે" તો પછી ગામ વગેરે લખવાનુ શુ પ્રયોજન છે?

કવિએ લખેલા તેર ગ્રથ ઉપલબ્ધ થયા છે, તેમાના ચાર નાના ગ્રથ આ પુસ્તકમા લીધા છે ૭ ગ્રથમા તેણે રહેવાનું ઠેકાણુ, શ્લેષમા ગુરૂનું નામ અને પોતા સબધી મેહેજસાજ હકીકત આપી છે બાકીનામા ગ્રથ ક્યારે લખ્યો, ઓ ક્યારે પૂરો કર્યો, અગર ક્યા શરૂ કર્યો ને કયે સ્થળે પૂર્ણ કર્યો તે કઇ આપ્યુ નથી તેર ગ્રથમાના ત્રણ ગ્રથ લગભગ ૩૦૦ પૃષ્ઠ થાય એવડા મોટા છે, અને તે કવિએ ઉત્તરવયમા લખેના હોવાથી કવિતાદિકની ચમત્કૃતિવાળા છે

હરિદાસ, હરિભટ્ટ, હરિરામ અને હરિ એ નામના ઘણા કવિ થયા છે હરિદાસ અને હરિભટ્ટ એ એકજ કવિ હશે એમ અમારૂ પ્રથમ ધારવુ હતુ, પરતુ હરિદાસ વિષેની હકીકત મેળવતા એ બને જૂદા છે એ જાણવામા આવ્યુ

મરણ સમયે હરિદાસે પોતાની મિલ્કતની વ્યવસ્થા કરવાનુ કામ પ્રેમાનદને સુપરત કર્યું હતુ તેથી પ્રેમાનદે તેની પાછળ ખરચખુટણ ઉપર રહીને કરાવ્યુ નાતવરા ઉપરાત વીશાનાડની ન્યાતમા લહેણું કર્યું હતુ સગાવહાલા ને નાતિના પ્રસન્ન થાય એ રીતે બાકીના પૈસાનો પ્રેમાનદે વ્યય કર્યો હતો

પ્રેમાનદને ઘણા શિષ્ય હતા એવુ તેમના ચરિત્રમા આપણે કહી ગયા છીએ વલ્લભે એક સવૈયામા તે ગણી બતાવ્યા છે એ સવૈયો નીચે આપ્યો છે

છે નવ દાસ અને ભઈ ચારજ,  
રત્ન ભલાં દૂય શિષ્ય કહાવે,  
છે ભવ રાશ અને બઈ બારજ,  
રત્ન મળ્યાં કય વિષ્ય વહાવે.

છે વીર પંચમ જી ગણિયે ત્રણ,
નંદ ચથુરથ નામ સુહાવે;
છે વીર વલ્લભ શે ભણિયે ગણ,
એકજ પ્રેમનું નામ પુહાવે.

આ ઉપરથી જણાશે કે જેમના નામ ગણાવ્યા એવા શિષ્ય ૨૯ હતા. બત્ર એટલે છેડે શંકર નામ ધરાવનારની તો રાશિ મતલબ કે તે સખ્યાબધ હતા. બાર તો ઓઓ હતી. એ ઓઓની કવિતા મળી આવે તો કેવું સારૂ !

---

કરતા ત્યારે તે કહેતો કે સ્ત્રી પુત્રાદિક હોય તો સ્થળાદિક લખવાથી લોકમાં છોકરાં છૈયાંની કીર્તિ થાય ને કહેવાય કે ફલાણાનો પિતા સારો કવિ કે જ્ઞાની હતો, પરંતુ જો મારે "પાવાસુધી પાધર છે" તો પછી ગામ વગેરે લખવાનું શું પ્રયોજન છે?

કવિએ લખેલા તેર ગ્રંથ ઉપલબ્ધ થયા છે; તેમાંના ચાર નાના ગ્રંથ આ પુસ્તકમાં લીધા છે. ૭ ગ્રંથમાં તેણે રહેવાનું ઠેકાણું, શ્લેષમાં ગુરૂનું નામ અને પોતા સંબંધી સેહેજસાજ હકીકત આપી છે. બાકીનામાં ગ્રંથ ક્યારે લખ્યો, અને ક્યારે પૂરો કર્યો, અગર ક્યાં શરૂ કર્યો ને કયે સ્થળે પૂર્ણ કર્યો તે કંઇ આપ્યું નથી. તેર ગ્રંથમાંના ત્રણ ગ્રંથ લગભગ ૩૦૦ પૃષ્ઠ થાય એવડા મોટા છે, અને તે કવિએ ઉત્તરવયમાં લખેલા હોવાથી કવિતાદિકની ચમત્કૃતિવાળા છે.

હરિદાસ, હરિભટ્ટ, હરિરામ અને હરિ એ નામના ઘણા કવિ થયા છે. હરિદાસ અને હરિભટ્ટ એ એકજ કવિ હશે એમ અમારૂં પ્રથમ ધારવું હતું, પરંતુ હરિદાસ વિષેની હકીકત મેળવતાં એ બંને જૂદા છે એ જાણવામાં આવ્યું.

મરણ સમયે હરિદાસે પોતાની મિલકતની વ્યવસ્થા કરવાનું કામ પ્રેમાનંદને સુપરત કર્યું હતું તેથી પ્રેમાનંદે તેની પાછળ ખરચખુટણ ઉપર રહીને કરાવ્યું. નાતવરા ઉપરાંત વીશાલાડની ન્યાતમાં લ્હેણું કર્યું હતું. સગાંવહાલાં ને નાતિલા પ્રસન્ન થાય એ રીતે બાકીના પૈસાનો પ્રેમાનંદે વ્યય કર્યો હતો.

પ્રેમાનંદને ઘણા શિષ્ય હતા એવું તેમના ચરિત્રમાં આપણે કહી ગયા છીએ. વલ્લભે એક સવૈયામા તે ગણી બતાવ્યા છે. એ સવૈયો નીચે આપ્યો છે.

છે નવ દાસ અને ભઈ ચારજ,
રત્ન ભલાં દ્વય શિષ્ય કહાવે;
છે ભવ રાશ અને બઈ બારજ,
રત્ન મળ્યાં ક્રય વિષ્ય વહાવે.

વલ્લભ ખૂબ હસ્યો, અને તેણે બિચારા ભગતની વધારેને વધારે ઠેકડી કરવા માંડી. પ્રેમાનંદે તેને વારીને બોલતો બંધ કર્યો.

સાંજે પ્રેમાનંદ દ્વારકાદાસને ઘેર ગયા. કોઇ દહાડો નહિ ને આજે તેમને એકાએક આવેલા જોઈ ભગતને આશ્ચર્ય લાગ્યું. યથાશક્તિ આગતાસ્વાગતા કર્યા પછી તેણે કહ્યું આપે આજ મારૂં ઘર પાવન કર્યું તેથી મને બહુ આનંદ થાયછે. પ્રેમાનંદ બોલ્યા કંઇ નહિ. હું ફલાણાને ઘેર ગયો હતો ત્યાંથી પાછા આવતાં તમારૂં ઘર રસ્તામાં આવ્યું એટલે આ તરફ આવ્યો છું ધીમે ધીમે પ્રેમાનંદે કવિતાની વાત કાઢી અને તમારાથી કવિ થઈ શકાશે એમ તેમણે કહ્યું. દ્વારકાદાસ શરમિંદો થઇ બોલ્યો, વલ્લભ તો છોકરૂં કહેવાય એટલે તેની મશ્કરીથી મને માઠું લાગ્યુ નહોતુ, પરંતુ જ્યારે આપજ મને હસો ત્યારે તો મને ખોટું લાગે એ દેખીતું છે. કવિએ ઉત્તર આપ્યો, હું તમને હસતો નથી. હું કંઇ તમારી મજાક મશ્કરી કરવા અહીં આવ્યો નથી. વલ્લભના બોલ ઉપર મેં દ્દઢ નિશ્ચય કર્યો છે કે મારે તમને ગમે તે રીતે પણ કવિ બનાવવા. ભગતને આથી ખાત્રી થઇ.

દ્વારકાદાસે કંઇ અભ્યાસ કર્યો નહોતો. શબ્દ ભંડોળ વગર કવિ થવાતું નથી, માટે પ્રથમ તો શ્રીકૃષ્ણ કીર્તનના કેટલાક પદ પોતે બનાવી આણ્યાં હતાં તે ભગતને મોઢે કરવા કહ્યુ. તેમણે વિરોધમાં જણાવ્યુ કે હું તમને શીખવવાસારૂ રોજ આવીશ માટે તમે રાતે બહાર જતા નહિ. તેમ કંઇ શીખોછો એમ કોઇને કહેતા પણ નહિ. દ્વારકાને જે જે હિંદુસ્તાની પદ આવડતાં હતાં તેના ગુજરાતી-ભાષામાં સ્પષ્ટ રીતે અર્થ સમજાવી પછી તેનાં તેજ પદ ગુજરાતીમાં બનાવવા કવિ આજ્ઞા કરતા. પોતે પાસે બેસીને એવા દશ પદ નિત્ય તૈયાર કરાવતા, અને ભૂલ ચૂક સુધારી તે વિષે સમજુત આપતા. એ રીતે ચાર દિવસ ગયા પછી પાંચમે દિવસે માપ તાલની સમજ આપી એક નવું પદ કરવા કહ્યું ( એ પદ કયું તે જાણવામાં આવ્યું નથી ). આવી રીતે આઠ દિવસ શ્રમ કરી દ્વારકા પાસે કરાવેલા પદ કેટલાંક માણસ ભેગા કરી વંચાવ્યાં તેથી ઘણાખરાને નવાઇ લાગી. એ વખતે પણ વલ્લભ હાજર હતો તેણે કહ્યું "એ મંઘ કાશીએ જવાનો નથી"? એ જરાકથી શું થવાનું છે? એવાં પદને કોણ કવિતા કહે ? વલ્લભના આવાં વેણથી પ્રેમાનંદે સંકલ્પ કર્યો

# कविचरित्र.

## द्वारकादास.



આ કવિ સંવત્ ૧૬૮૦ માં જન્મ્યો હતો. વડોદરામાં વાડીની ઉભોઈ ની પોળમાં તે રહેતો હતો. જાતે દશાનાડ વાણિયો હતો. કોઈ શેઠને ત્યાંથી ગુમાસ્તીની નજીવી રકમ મળતી તે વડે તે પોતાનું ગુજરાન ચલાવતો. જાતે પવિત્ર અને વૈષ્ણવ સંપ્રદાયી હતો. વૈષ્ણવી સંપ્રદાયના ઓચ્છવ સમયે ગાવાના કીર્તન વગેરે તેને ઘણાં આવડતાં હતાં. મહાકવિ પ્રેમાનંદ પડોશમાં રહેતા હતા, તેથી તેમને ત્યાં તે વારે વારે જતો આવતો, અને શ્રીકૃષ્ણ સંબંધીની કથા વારતા તે પ્રેમ પૂર્વક સાંભળતો. તેને હિંદી તથા ગુજરાતી કીર્તન પુષ્કળ મોઢે આવડતાં હતાં તથા તેનો કંઠ સારો હતો, તેથી પ્રેમાનંદ તેની પાસે સુરદાસ વગેરેના સારા કીર્તન ઘણી વાર ગવરાવતા.

દ્વારકાદાસ પોતેજ પોતાના ગ્રંથોમાં જણાવે છે કે ૫૦ વર્ષની ઉમર થયા પછી મેં કવિતાનો અભ્યાસ કરવા માંડ્યો. એટલી મોટી ઉમરે એ સંસ્કાર કેમ થયો તેની રમુજી કથા નીચે પ્રમાણે છે.

એક વાર પ્રેમાનંદે કહ્યું, ભક્ત ! તમે પોતે કેમ પદો બનાવતા નથી ? તે ઉત્તર આપવા જાય છે, એટલામાં પાસે પ્રેમાનંદસુત વલ્લભ બેઠો હતો તે બોલી ઉઠ્યો કે ' એ જરઠ શું કરવાનો છે ? એ કવિતા કરશે તો પછી રાંડી રાંડો કવિતા કેમ નહિ કરે ! તેણે દ્વારકાદાસને કહ્યું હવેથી હું તમને કવિ કહીને બોલાવીશ." પ્રેમાનંદ આ ગમ્મત ઠંડે પેટે માણ્યા કરતા હતા. તેમણે વલ્લભને કહ્યું એ કવિ કેમ ન થઇ શકે ? વલ્લભ બોલ્યો શામાટે નહિ. એ તો કાળિદાસ અને માઘને હઠાવે એવા કવિ થશે !! પણ આ જન્મમાં એવું બનવું મને તો અશક્ય લાગે છે માટે તેમણે ફરી જન્મ લેવો જોઇએ ! તેણે દ્વારકાદાસ તરફ જોઈને કહ્યું કેમ કવિ કાકા ! તમે કોના જેવા થશો. કાળિદાસ જેવા કે માઘ જેવા ? દ્વારકાદાસનું થતું અપમાન અને વલ્લભનો ગર્વ જોઈ પ્રેમાનંદે કહ્યું હા, હા, દ્વારકાદાસ એક અઠવાડિયામાં કવિ થશે ! એ સાંભળી

# ग्रंथविवेचन.

આ પુસ્તકમા હરિદાસ કૃત નૃસિંહ મેહેતાના પુત્રનો વિવાહ, ભારતસાર, મીતાવિરહ અને નૃસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ, એ ગ્રંથો છે તથા દ્વારકાદાસ કૃત દ્વાદશ માસ, દાણલીલા, ગોવર્દ્ધનપૂજા, કૃષ્ણ ભજનના પદ કૃષ્ણજન્મોત્સવ, તિથિઓ, સાતવાર અને કૃષ્ણલીના એ ગ્રંથો છે જૂના કવિઓની પદ્ધતિ પ્રમાણે આ બધા ગ્રંથો દેશીબદ્ધ લખાયના છે કેટલાક (અને વિશેષે કરીને દ્વારકાદાસના કરેના) ગ્રંથો દેશીબદ્ધ નહિ પણ પદબધ છે.

નૃસિંહ મેહેતો એવો પ્રખ્યાત ભક્તકવિ થઇ ગયો છે કે યદ્યપિ તેનુ જીવનચરિત્ર તો કોઈ કવિએ નથી લખ્યુ તથાપિ તેના જૂદા જૂદા પ્રસગ અનેક કવિઓએ અનેક ભાષાઓમા લખ્યા છે નૃસિંહ મેહેતાને તેમણે કવિ તરિકે જેટલો વખાણ્યો છે તે કરતા ભક્ત તરિકે વધારે વર્ણ્યો છે નૃસિંહ મેહેતાના પુત્રના વિવાહને નિમિત્તે હરિદાસ શ્રોતાને દૃઢતા, અનન્યતા વગેરે અનેક પ્રકારનો બોધ કરે છે વિવાહનો ઉપક્રમ કવિ શી રીતે કરે છે તે જોઈએ. ભાભીના મેહેણાથી નૃસિંહ મેહેતો વનમા જઇ શંકરની ઉપાસના કરે છે અને તેમની કૃપાથી તે સદેહે વૈકુંઠમા જઈ રાસ જોઇ આવે છે અને વિષ્ણુની કૃપા સંપાદન કરે છે ત્યાથી ઘેર આવી ભક્તરૂપે પ્રસિદ્ધ થાય છે અને માણેક મેહેતી સાથે ગૃહસ્થાશ્રમ માડે છે તેમને સામળશા નામે એક પુત્ર થાય છે વડનગરના રાજાના પ્રધાન મદન મેહેતાની દીકરી સાથે તેનો વિવાહ થાય છે પણ ઘરમા ધન સંપત્તિ ન હોવાથી તે દ્વારકા જઇ હરિને વીનવે છે તથા તેમને સહકુટુંબ જાને આવવાનો આગ્રહ કરે છે પોતાના સેવકોને જુનાગઢ મોકની નૃસિંહ મેહેતાની જાનની સામગ્રી કરાવે છે તથા પછી પોતે પણ અદૃશ્યરૂપે જાનમા આવે છે ગૃહસ્થની રીતે વિવાહ કરાવી વર્‌વધુને આશિર્વાદ આપી ભગવાન જાય છે આટલી વાત એ ગ્રંથમા છે નૃસિંહ મેહેતાનો રાસદર્શન થયું એ વગેરે વર્ણવવામા કવિએ એટલો બધો કથાનો

કે મારે દ્વારકાને જરૂર કવિ બનાવવો. તેમણે દ્વારકાને નિયમિત રીતે શીખવવા માંડયું. અમુક વિષય આપી તે વિષે તેની પાસે કવિતા કરાવે અને તેમાં જે જે ખામીઓ જણાય તે પોતે સુધારે અને તેનાં કારણ સમજાવે. એમ મેહેનત જારી રાખવાથી દ્વારકાદાસનો કવિતામાં સારો પ્રવેશ થયો. તેણે નાના મોટા કુલ ૨૫ ગ્રંથો અને આશરે બે હજાર પદ લખ્યાં છે. દ્વારકાદાસ ક્યારે મરણ પામ્યો તે જાણવામાં આવ્યું નથી.

---

# ग्रंथविवेचन.

આ પુસ્તકમા હરિદાસ કૃત નૃસિંહ મેહેતાના પુત્રનો વિવાહ, ભારતસાર, મીતાવિરહ અને નૃસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ. એ ગ્રંથો છે તથા દ્વારકાદાસ કૃત દ્વાદશ માસ, દાણલીલા, ગોવર્દ્ધનપૂજા, કૃષ્ણ ભજનના પદ કૃષ્ણજન્મોત્સવ, તિથિઓ, સાતવાર અને કૃષ્ણલીલા એ ગ્રંથો છે જૂના કવિઓની પદ્ધતિ પ્રમાણે આ બધા ગ્રંથો દેશીબદ્ધ લખાયલા છે કેટલાક (અને વિશેષે કરીને દ્વારકાદાસના કરેલા) ગ્રંથો દેશીબદ્ધ નહિ પણ પદબંધ છે.

નૃસિંહ મેહેતો એવો પ્રખ્યાત ભક્તકવિ થઇ ગયો છે કે યદ્યપિ તેનુ જીવનચરિત્ર તો કોઈ કવિએ નથી લખ્યુ તથાપિ તેના જૂદા જૂદા પ્રસંગ અનેક કવિઓએ અનેક ભાષાઓમા લખ્યા છે નૃસિંહ મેહેતાને તેમણે કવિ તરિકે જેટલો વખાણ્યો છે તે કરતા ભક્ત તરિકે વધારે વર્ણવ્યો છે નૃસિંહ મેહેતાના પુત્રના વિવાહને નિમિત્તે હરિદાસ શ્રોતાને દૃઢતા, અનન્યતા વગેરે અનેક પ્રકારનો બોધ કરે છે વિવાહનો ઉપક્રમ કવિ શી રીતે કરે છે તે જોઈએ. ભાભીના મેહેણાથી નૃસિંહ મેહેતો વનમા જઇ શંકરની ઉપાસના કરે છે અને તેમની કૃપાથી તે સદેહે વૈકુંઠમા જઈ રાસ જોઇ આવે છે અને વિષ્ણુની કૃપા સંપાદન કરે છે ત્યાથી ઘેર આવી ભક્તરૂપે પ્રસિદ્ધ થાય છે અને માણેક મેહેતી સાથે ગૃહસ્થાશ્રમ માંડે છે તેમને સામળશા નામે એક પુત્ર થાય છે વડનગરના રાજાના પ્રધાન મદન મેહેતાની દીકરી સાથે તેનો વિવાહ થાય છે પણ ઘરમા ધન સંપત્તિ ન હોવાથી તે દ્વારકા જઇ હરિને વીનવે છે તથા તેમને સહકુટુંબ જાને આવવાનો આગ્રહ કરે છે પોતાના સેવકોને જુનાગઢ મોકલી નૃસિંહ મેહેતાની જાનની સામગ્રી કરાવે છે તથા પછી પોતે પણ અદૃશ્યરૂપે જાનમા આવે છે ગૃહસ્થની રીતે વિવાહ કરાવી વર વધુને આશિર્વાદ આપી ભગવાન જાય છે આટલી વાત એ ગ્રંથમા છે નૃસિંહ મેહેતાને રાસદર્શન થયું એ વગેરે વર્ણવવામા કવિએ એટલો બધો કયાનો

ભાગ રોકયો છે કે શ્રોતાને તે લગાર વધારે પડતો લાગે છે પણ હરિગુણ ગાવા એજ જેનો ઉદ્દેશ છે એવા કવિ હરિદાસે તે તરફ લક્ષ આપેલુ જણાતુ નથી દરિદ્રી અવસ્થામા રહીને ગ્રહસ્થાશ્રમ ફગવો એ હરકોઈ સામાન્ય મનુષ્યને તો જીવતા મરવા જેવુ છે તથાપિ નૃસિંહ જેવા મહાભક્ત જેણે ભક્તિ એજ જીવિતનુ કર્ત્તવ્ય માન્યુ છે, તથા હરિમા અચળ વિશ્વાસ અને સદાકાળ એક સરખી નિષ્ઠા, એ જેના ઉત્તમ ગુણો છે તેને તો તે દરિદ્રી અવસ્થામા પણ સતોષ હતો ગમે તે પણ અવસ્થામા કોઈ પણ રીતે જો સંતોષ થી રહી શકાય એમ હોય તો તેમા સદૈવ સુખ છે, એવા શિષ્ટોના વચનનુ સ્મરણ આપણને આ સ્થળમા કવિ કરાવે છે આ આખ્યાનથી કવિ શ્રોતાને બોધ કરે છે જે પુરૂષો સંપત્તિ અને વિપત્તિને સરખીજ ગણે છે, અર્થાત્ તે બેમાથી એકાદ પ્રાપ્ત થયે જેના મહાસાગર જેવા ગંભીર મનમા ખળભળાટ થતો નથી તેજ પુરૂષ કૃતાર્થ છે

કાવ્ય કે આખ્યાન તરિકે આ ગ્રથમા વિશેષ નિરખવા જેવુ નથી પણ જે છે, તે સાદુ, સુગમ અને બોધક છે હરિભક્તિમા શ્રદ્ધા વધી એ આ ગ્રથનુ ઉદ્દેસ્ય છે અને તે કવિએ સપૂર્ણ રીતે બનાવી આપ્યુ છે

હરિદાસનો બીજો ગ્રથ **ભારતસાર** છે ભારતસાર જો સારરૂપેજ કોઇ લખવા ધારે તોપણ મોટો ગ્રથ થાય, પણ આ ગ્રથ તો આશરે ૩૦૦ કડીઓમા પૂરો થાય છે એટલે અર્થાત્ એ ભારતસાર નથી, પણ મહાભારતના વિષયોની અનુક્રમણિકા છે મહાભારતના અઢાર પર્વમાથી પ્રત્યેક પર્વમા શા શા વિષય વર્ણાયા છે તે કવિએ અનુક્રમવાર બતાવ્યા છે મહાભારતને ન જાણનારો પુરૂષ એ વાચીને વિશેષ ફળ મેળવી શકે એમ નથી, પણ જેણે એકવાર આખુ મહાભારત જાણ્યુ હોય તે પુરૂષ આ ઈસારા વાચીને આખી કથા યાદ આણી શકે ખરો અથવા એ વાચીને એમ પણ જાણી શકાય કે અમુક વિષય મહાભારતમા ફલાણી જગોએ છે મહાભારતના આદિપર્વમા અનુક્રમણિકાનો અધ્યાય છે તેનુ આ ભાષાન્તર હશે એમ લાગે છે, જો કે અક્ષરશ તો તેમ નથીજ આ અનુક્રમણિકા વાચવાથી બીજો લાભ એ છે કે મહાભારત કેવા કેવા આખ્યાનોથી ભરપૂર છે તથા તેના કર્ત્તા વ્યાસ મહામુનિએ તેને કેવી રીતે ગૂંથેલુ છે, એ જાણવામા આવે છે। ઘણાખરા સસ્કૃત પ્રાકૃત કવિઓના કાવ્ય, નાટક, આખ્યાન, વગેરેનુ મૂળ જે મહાભારત છે તેમા શા શા વિષય

વર્ણવાયા છે તે જાણવાની લોકોને સ્વાભાવિક રુચિ ઉત્પન્ન થાય અને તેમની તે જિજ્ઞાસા આવી અનુક્રમણિકાથી કંઈ અંશે પૂરી પડે વળી જે વક્તા સારા માહિતગાર હોય તો આટલી નાની કથાના પાના હાથમા રાખીને અનુક્રમે શ્રોતાને આખા મહાભારતની કથાનો લાભ આપી શકે જેમ એક રત્નમાથી હજારો રૂપિયા નીપજી શકે છે તેમ હરિદાસની કવિતાની એક લીટીમાથી હજારો લીટીઓની કથા ઉપજી શકે છે, એમ છતા પણ જે ગ્રથના નામ પ્રમાણે થોડોક વધારે વિસ્તાર કરીને સબધ પૂર્વક ગ્રથ લખ્યો હોત તો તે વધારે ઉપયોગી થાત જણાવવાને દિલગીર છીએ કે અમે પણ હરિદાસના ગ્રથની ટીપ લખતી વખતે પ્રત્યેક કથાનો સબધ વિસ્તારભયથી આપી શક્યા નથી 'સીતાવિરહની ચાતુરીઓ' એ હરિદાસનો ત્રીજો ગ્રથ આ પુસ્તકમા દાખલ કરેલો છે ધોબીના વચન ઉપરથી રામે ગર્ભવતી સીતાનો વનમા ત્યાગ કર્યો એ આ ગ્રથનો વિષય છે દશ દશ કડીના દશ પદમા આ ગ્રથ પૂરો થાય છે

નરસિહ મેહેતો વ્યવહારમા કેટલુ થોડુ લક્ષ્ય આપતા હતા તથા ભજનમા કેટલા બધા આસક્ત હતા એ અર્થને સૂચવનારૂ "નરસિહ મેહેતાના પિતાનુ શ્રાદ્ધ એ આ પુસ્તકમા હરિદાસનો ચોથો ગ્રથ છે હરિરૂપ થવાને નરસિહ મેહેતા જેવી અનન્યાસક્તિ હરિમા રાખવી એ આ ગ્રથનો મુખ્ય બોધ છે પિતાનુ શ્રાદ્ધ કરવાનો ઉપક્રમ લેઈ બેઠેલા ભક્ત પાસે સાહિત્ય નહોતુ તે હરિએ પૂરૂ પાડ્યુ અને રસોઇ તૈયાર થઈ શ્રાદ્ધ કરવામાટે મેહેતાને કહેવા ઉપરથી તે નદીએ નાહાવા ગયા અને ત્યાથી કોઈ ભજન કરવા બારો ખાર બોલાવી ગયુ ત્યારે ત્યા ગયા ! આ વખતે હરિએ પોતે નરસિહ મેહેતાનુ રૂપ લેઇને શ્રાદ્ધ સાર્યુ, એ વગેરે કથા આ ગ્રથમા છે

હરિદાસના ગ્રથો પૂરા થયા પછી દ્વારકાદાસના ગ્રથો દાખલ કરેલા છે, તેમા પેહેલા સીતાવિરહના મહિના છે રાવણને ઘેર રહેલી સીતાને વિપ્રલભ શૃગાર કવિએ સારી રીતે વર્ણવ્યો છે દરેક માસની નવ કડીઓ છે અને તે પછી દશમો એક દોહરો મૂકેલો છે દોહરો હમેશા રૂપક અલકારથી રૂપિત કરેલો મૂકયો છે અને તેમા અર્થ ઘણો સરસ સમાયલો છે જેમ, માઘમાસની અતે કવિ લખે છે કે,

ભાગ રોક્યો છે કે શ્રોતાને તે લગાર વધારે પડતો લાગે છે પણ હરિગુણ ગાવા એજ જેનો ઉદ્દેશ છે એવા કવિ હરિદાસે તે તરફ લક્ષ્ય આપેલુ જણાતુ નથી દરિદ્રી અવસ્થામા રહીને ગૃહસ્થાશ્રમ કરવો એ દરરોઈ સામાન્ય મનુષ્યને તો જીવતા મરવા જેવુ છે તથાપિ નૃસિંહ જેના મહાભક્ત જેણે ભક્તિ એજ જીવિતનું કર્તવ્ય માન્યુ છે, તથા હરિમા અચળ વિશ્વાસ અને સદાકાળ એક સરખી નિદ્રા, એ જેના ઉત્તમ ગુણો છે તેને તો તે દરિદ્રી અવસ્થામા પણ સતોષ હતો કોઇ પણ અવસ્થામા કોઇ પણ રીતે જો સતોષથી રહી શકાય એમ હોય તો તેમા સદૈવ સુખ છે, એવા શિષ્ટોના વચનનુ સ્મરણ આપણને આ સ્થળમા કવિ કરાવે છે આ આખ્યાનથી કવિ શ્રોતાને બોધ કરે છે જે પુરૂષો સપત્તિ અને વિપત્તિને સરખીજ ગણે છે, અર્થાત તે બેમાથી એકાદ પ્રાપ્ત થયે જેના મહાસાગર જેવા ગંભીર મનમા ખળભળાટ થતો નથી તેજ પુરૂષ કૃતાર્થ છે

કાવ્ય કે આખ્યાન તરિકે આ ગ્રથમા વિશેષ નિરખવા જેવુ નથી પણ જે છે, તે સાદુ, સુગમ અને બોધક છે હરિભક્તિમા શ્રદ્ધા થવી એ આ ગ્રથનુ ઉદ્દેશ્ય છે અને તે કવિએ સપૂર્ણ રીતે બતાવી આપ્યુ છે

હરિદાસનો બીજો ગ્રથ ભારતસાર છે ભારતસાર જો સારરૂપેજ કોઇ લખવા ધારે તોપણ મોટો ગ્રથ થાય, પણ આ ગ્રથ તો આશરે ૩૦૦ કડીઓમા પૂરો થાય છે એટલે અર્થાત એ ભારતસાર નથી, પણ મહાભારતના વિષયોની અનુક્રમણિકા છે મહાભારતના અઢાર પર્વમાથી પ્રત્યેક પર્વમા શા શા વિષય વર્ણાયા છે તે કવિએ અનુક્રમવાર બતાવ્યા છે મહાભારતને ન જાણનારો પુરૂષ એ વાચીને વિશેષ ફળ મેળવી શકે એમ નથી, પણ જેણે એકવાર આખુ મહાભારત જાણ્યુ હોય તે પુરૂષ આ ઉસારા વાચીને આખી કથા યાદ આણી શકે ખરો અથવા એ વાચીને એમ પણ જાણી શકાય કે અમુક વિષય મહાભારતમા ફલાણી જગોએ છે મહાભારતના આદિપર્વમા અનુક્રમણિકાનો અધ્યાય છે તેનુ આ ભાષાતર હશે એમ લાગે છે, જો કે અક્ષરશ તો તેમ નથીજ આ અનુક્રમણિકા વાચવાથી બીજો લાભ એ છે કે મહાભારત કેવા કેવા આખ્યાનોથી ભરપૂર છે તથા તેના કર્તા વ્યાસ મહામુનિએ તેને કેવી રીતે ગૂથેલુ છે, એ જાણવામા આવે છે! ઘણાખરા સસ્કૃત પ્રાકૃત કવિઓના કાવ્ય, નાટક, આખ્યાન, વગેરેનુ મૂળ જે મહાભારત છે તેમા શા શા વિષય

વર્ણવ્યા છે તે જાણવાની લોકોને સ્વાભાવિક રૂચિ ઉત્પન્ન થાય અને તેમની તે જિજ્ઞાસા આવી અનુક્રમણિકાથી કંઈ અંશે પૂરી પડે. વળી જો વક્તા સારો માહિતગાર હોય તો આટલી નાની કથાનાં પાનાં હાથમાં રાખીને અનુક્રમે શ્રોતાને આખા મહાભારતની કથાનો લાભ આપી શકે. જેમ એક રત્નમાંથી હજારો રૂપિયા નીપજી શકે છે તેમ હરિદાસની કવિતાની એક લીટીમાંથી હજારો લીટીઓની કથા ઉપજી શકે છે, એમ છતાં પણ જો ગ્રંથના નામ પ્રમાણે થોડોક વધારે વિસ્તાર કરીને સંબંધ પૂર્વક ગ્રંથ લખ્યો હોત તો તે વધારે ઉપયોગી થાત. જણાવવાને દિલગીર છીએ કે અમે પણ હરિદાસના ગ્રંથની ટીકા લખતી વખતે પ્રત્યેક કથાનો સંબંધ વિસ્તારભયથી આપી શક્યા નથી. "સીતાવિરહની ચાતુરીઓ" એ હરિદાસનો ત્રીજો ગ્રંથ આ પુસ્તકમાં દાખલ કરેલો છે. ધોબીના વચન ઉપરથી રામે ગર્ભવતી સીતાનો વનમાં ત્યાગ કર્યો એ આ ગ્રંથનો વિષય છે. દશ દશ કડીનાં દશ પદમાં આ ગ્રંથ પૂરો થાય છે

નૃસિંહ મેહેતો વ્યવહારમાં કેટલું થોડું લક્ષ્ય આપતા હતા તથા ભજનમાં કેટલા બધા આસક્ત હતા, એ અર્થને સૂચવનારૂં "નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ" એ આ પુસ્તકમાં હરિદાસનો ચોથો ગ્રંથ છે હરિરૂપ થવાને નૃસિંહ મેહેતા જેવી અનન્યાસક્તિ હરિમાં રાખવી એ આ ગ્રંથનો મુખ્ય બોધ છે પિતાનું શ્રાદ્ધ કરવાનો ઉપક્રમ લેઈ બેઠેલા ભકત પાસે સાહિત્ય નહોતું તે હરિએ પૂરૂં પાડયું અને રસોઇ તૈયાર થઈ. શ્રાદ્ધ કરવામાટે મેહેતાને કહેવા ઉપરથી તે નદીએ નાહાવા ગયા અને ત્યાંથી કોઈ ભજન કરવા બારોબાર બોલાવી ગયું ત્યારે ત્યાં ગયા ! આ વખતે હરિએ પોતે નૃસિંહ મેહેતાનું રૂપ લેઇને શ્રાદ્ધ સાર્યું, એ વગેરે કથા આ ગ્રંથમાં છે.

હરિદાસના ગ્રંથો પૂરા થયા પછી દ્વારકાદાસના ગ્રંથો દાખલ કરેલા છે, તેમાં પેહેલા સીતાવિરહના મહિના છે. રાવણને ઘેર રહેલી સીતાને વિપ્રલંભ શૃંગાર કવિએ સારી રીતે વર્ણવ્યો છે. દરેક માસની નવ કડીઓ છે અને તે પછી દશમો એક દોહરો મૂકેલો છે. દોહરો હમેશા રૂપક અલંકારથી રૂપિત કરેલો મૂકેલો છે અને તેમાં અર્થ ઘણો સરસ સમાયલો છે જેમ, માઘમાસની અંતે કવિ લખે છે કે,

### દોહરો

" જોઈ પરિમલ પદ્મનો, ખટપદ પેઠો માય,
ભમરી ભણભણ કરી રહી, (ત્રે') વારણુ આવ્યો ત્યાય "

આ દોહરામા સુવર્ણમૃગના લોભથી સીતાએ રામને મોકલ્યા, એવામા તેમનો વિયોગ થવાથી સીતા વિલપે છે, એ બાબત કવિએ રૂપકદ્વારા ઉત્તમ રીતે ચીતરી છે એ નિસદેહ છે—વિશેષમા માઘમાસના અતમા વસત ઋતુ હોય છે તેનુ પણ આથી સૂચન કરવાની સાથે વિપ્રલભનો ઉદ્દીપન વિભાવ વર્ણ્યો છે। અભેદતાદ્રૂપ્યરૂપ અલકાર છે આશ્વિનમાસની અતે લખે છે કે,

### દોહરો.

" પાન લવ ગ પલ ગમા, નવલ ર ગ શીન ગ,
ત્રે' વીછી ડખો ગયો, થયો ર ગમા ભ ગ. "

પાન વગેરે ઉદ્દીપન સ્પષ્ટ છે માસ પૂરા કરતી વખતે છેવટે લખે છે કે,

### દોહરો

" ઉજડ બેટ ઉદધિ વિષે, કમળનયન સ જોગ,
ગયો વિરહ થયુ દ્વારકા, શ્યામકૃપા સ ભોગ "

સમુદ્રનો ઉજડ બેટ કહ્યા છે માટે રાવણાદિનો વધ થઇ ચૂક્યો છે એ ધ્વનિ છે 'કમળનયન સજોગ' પદવડે સભોગશૃગારનુ સૂચન છે દ્વારકા પદવડે રામના મેળાપથી સીતાને થયેલી તૃપ્તિનુ સૂચન છે એટલે જેમ સમુદ્રથી વીટેલી દ્વારકામા સર્વ વૈભવની પૂર્ણતા છે તેમ રામના મેળાપથી આ ઉજડ લક્ષ્મી 'પણ દ્વારકા તુલ્ય માનુ છુ. વળી દ્વારકા' શબ્દવડે કાવ્ય કર્તાના નામનુ પણ સૂચન કર્યુ છે।

આ સીતાવિરહના બારમાસના દોહરાથી કવિની સરસ્મર પામેલી બુદ્ધિનુ અનુમાન થાય છે પ્રેમાનદનો શિષ્ય તેની સાહાસ્તાથી જે કવિતા લખે તે

સારીજ હોય એમાં આશ્ચર્ય નથી. આની પછી દ્વારકાદાસે રચેલો "વનવિવાહ" જેમા રાધાકૃષ્ણનો બાળપણાની રમતનો વિવાહ વર્ણ્યો છે તે પણ છટાદાર છે। દાણલીલા, ગોવર્દ્ધનપૂજા, કૃષ્ણભજન, અને કૃષ્ણજન્મોત્સવ એ પણ એજ પ્રમાણે કવિત્વ જણાવનારા રસિક ગ્રંથો છે.

એ પછી કૃષ્ણ મથુરામાં જવાથી ગોપીઓને ઉપજેલો વિરહ તિથિઓને રૂપે ગાયો છે. એમાં પણ વિપ્રલંભનું વર્ણન છે. વિશેષ એ છે કે પ્રત્યેક તિથિવાચક શબ્દની આખા પદમાં કવિએ જૂદે જૂદે અર્થે આવૃત્તિ કરી છે. કેટલીક જગોએ આ આવૃત્તિ ક્લિષ્ટ થઇ ગઇ છે કેમકે તિથિવાચક સખ્યાના શબ્દોમાથી જૂદા જૂદા ચાર પાચ અર્થ ઉપન્ન કરવા માટે શબ્દો તોડવા પડયા છે, અને વખતે શબ્દોને બગાડવા પણ પડ્યા છે. એમ છતાં પણ એ એક કાવ્યના ગુણોવાળુ ખડ કાવ્ય છે એમ તો કહેવુજ પડે છે. એવીજ રીતે શ્લેષાર્થવાળા વારના નામના શબ્દોથી સાતવારનું કાવ્ય ગૂથ્યુ છે. પ્રત્યેક વાર કે તિથિ પૂરી થયા પછી એક એક દોહરો મૂક્યો છે તે સ્પષ્ટાર્થવાળો અને બોધક છે જેમ,

### દ્વાદશીના અંતનો દોહરો.

"સોનીનો વિશ્વાસ દ્યો, કરે તો બમણું ખાય;
ચોકી ભરે ચતુરાઇથી, કુબ્જા પેઠ રીઝાય."

### ત્રયોદશીના અંતનો દોહરો.

"ગરજે એકની શું સરે, ઉભયતણો નહિ મેળ;
જ્ઞાનાશ્રયવિણ શું કરે, કવિતા, વનિતા, વેલ!"

### બુધવારની અંતનો દોહરો.

"આવે કુસંગ (કદી) મહતને, સુસંગ તે થઈ જાય;
વળગ્યું ઝેર જો કંઠમાં, હર નીલકંઠ ગવાય."

ઇત્યાદિ. એ પછી કૃષ્ણલીલાના પદ છે આ અને બીજા ઘણાક પદ વૈષ્ણવો ઓચ્છવમા ગાય છે તેવા રાગના છે એકદરે દ્વારકાદાસની કવિતા ઉપરથી સમજાય છે કે તેણે સાહિત્યનો અભ્યાસ કરેલો હશે.

श्रीजगदीश्वरायनमः

हरिदासकृत

# नृसिंह मेहेताना पुत्रनो विवाह.

---

## કડવું ૧ લું.

રાગ રામશ્રી.

પ્રથમે પ્રણમુ ઉમયાતન જી, સુરનર વાંછે મહામુનિજન જી,
કરૂણાસિંધુ અતિ પાવન જી, વિઘ્ન હરવારૂપ રતન જી ૧

ઉથલો.

વિઘ્નહર ગુણવંત પૂરણ, તેજનો અંબાર,
પ્રેતપતિ કૈલાસનો, શુદ્ધ બુદ્ધ સુંદર નાર ૨
માત ઉમયા હિમતનયા, સ્વામીકાર્તિક ભ્રાત,
લક્ષ લાભ બે શોભના, સેનાપતિ વિખ્યાત ૩
સિંદૂર લેપન સદા સોહિયે, એક ઉજ્વળ દંત,
મૂષકવાહને મત્રપતી, દુંદાળો એ જશવંત ૪
પુષ્પ સેવંત્રા સદા, મણિ મુગટ કંઠે માળ,
મોદિક ભોજન ગણપતિ, મહાભક્તનો પ્રતિપાળ ૫
આયુદ્ધ ફરશી પાણ શોભિત, પરાક્રમી ગુણરાય,

---

૩ હિમતનયા—હિમાલયની પુત્રી—પાર્વતી

પ્રથમ પૂજન આદ્ય તુ, શુભ કાજ જ્યા કહેવાય ૬
બ્રહ્મા સુરપતિ ઇંદ્ર મુનિવર, શેષ ગુણ ગાધર્વ;
ત્યા આદ્ય પૂજા ગણપતિ, તુજ કૃપાએ સુખ સર્વ ૭
હુ મૂઢમતિ અજ્ઞાન બાળક, શરણ આવ્યો આજ,
દાસ તારો કહે મુજને, સરે સઘળા કાજ ૮
સન્મુખ જોજે સિદ્ધિદાતા, દિવ્ય લોચન આપ,
દેખાડિયે શુભ વાટ મુજ, હૃદયાતણી જડ કાપ ૯
વર્ણુવ કેમ કરૂ તુજ જો, મુજ એક મુખ રસનાય,
નખશિખ આભરણ રૂપથી, રવિ ચદ્રમા ઉપમાય. ૧૦
સ્તુતિ કરૂ ભાવે ધરી, કર જોડી માગુ માન,
દયા કરજો વિઘ્ન હરજો, હૃદે રહે ભગવાન ૧૧
પીતામ્બર પેરે સદા, ગણપતિ ગુણ ગભીર,
આપ વાણી દયા આણી, હૃદે રહે રઘુવીર ૧૨
અપરમિત આગે કવિ, તુજ શરણ આવે જેહ,
કૃપા કીધી બુદ્ધ દીધી, સિદ્ધ કીધા તેહ ૧૩
બ્રહ્મતનયા ભાવ સાથે, રાવ સુણીએ માત,
દીન દુર્બળ દાસ તારો, મેલ મસ્તક હાથ ૧૪
હસાસની તુ હસિત વદને, શ્વેત અબર સોય,
કમળભુવની કમળનયની, કૃપાદૃષ્ટે જોય ૧૫
એક હસ્તે કનકકળશ, તે શુદ્ધ પૂર્ણ પ્રમાણ,
એક હસ્તે અખડ માળા, સ્ફાટિકમણિની જાણ ૧૬
એક કર માહિ ધરે વીણા, એક પુસ્તક હાથ,

---

૧ જડ-જડતા ૧૩ અપરમિત—અપરિમિત—અપાર ૧૫ હસાસની—હસના આસનવાળી

મુક્તામાળા મનોહર, વરદાયિની વિખ્યાત. ૧૭
વર્ણન માતા તુજતણું, મેં મુખ કયમ કહેવાય;
સહસ્ર જિવ્હા શેષને મુખ, તોયે પાર ન થાય. ૧૮
મૂરખ મન ઇચ્છા ધરે, ચતુરાઇ ચારે વેદ;
તુજ કૃપા વિના તે કોણ ગત્ય, મહાપાર પામે ભેદ. ૧૯
મીન ઇચ્છે ચંદ્રમંડળ, પતિત વાંચ્છે ગંગ;
નિર્ધન ચિંતામણિ ઇચ્છે, મુને હરિજન સંગ. ૨૦
મહાગણપતિ સરસ્વતીની, દ્રષ્ટ કરૂણા સર્વ;
દયા કરજો દાસને, જ્યમ ટળે મનનો ગર્વ. ૨૧
હરિદાસકેરાં ભુવન સુજને, સદા વલ્લભ તેહ;
જેતણે સંગે કરીને, થાય નિર્મળ દેહ. ૨૨
હવે કહીશું કથા ઉત્તમ, ભક્તનો મહિમાય;
નરસઇઓ વહાલો પ્રભુને, તેના પુત્રનો વિવાય. ૨૩

વલણ.

વિવાહ કહીશું ભક્તનો, જેને કરૂણા નરહરિ;
હરિદાસ કહે તે કથા કહું, સાંભળજો એક ચિત્તે ધરી. ૨૪

કડવું ૨ જું.

રાગ ગોડી.

નરસિંહ મહેતો નાગરની નાત, મા'નુભાવ વૈષ્ણવ વિખ્યાત;
જુનાગઢ માંહે વાસો વસે, વિષ્ણુભક્તનો મહિમા લસે. ૧
એવું જાણીને રીઝે હરિ, દ્રઢ વિશ્વાસ અભ્યંતર ધરી;
કામ ક્રોધ નહિ લવલેશ, અંતર છૂટ્યો પુરણ દ્વેષ. ૨

---

૧૯ મહા ૯૦—કે તે ભેદનો મોટો પાર પામે? ૨૦ પતિત-ભ્રષ્ટ.
૨૧ દ્રષ્ટ ઈ૦—ગણપતિ અને સરસ્વતીની દ્રષ્ટિ સર્વ ઉપર કરૂણામય છે.
૧ મા'નુભાવ—મોટા પ્રતાપવાળો લસે—શોભે

તૃષ્ણા લોભ વિષે નહિ મન, મિથ્યા ગૃહ દારા સુત ધન,
મિથ્યા મોહ માયા અહંકાર, મિથ્યા મન જાણે સંસાર ૩
ક્ષણભંગુર કાયા છે સોય, એ સંસાર સ્વપ્નવત્ હોય,
અસ્થિર વાત જગતની ગણી, સ્થિર પદ્દી સાચી હરિતણી ૪
એવું મન જાણીને તદા, લક્ષ્મીવર સેવે સર્વદા,
કમળાકાંતની સેવા કરે, રામ કૃષ્ણ વાણી ઓચરે. ૫
હરિ મંદિર સુંદર ઘર માંય, નવરંગી મંડપ છે ત્યાંય,
ચિત્રતણી શોભા અતિ ઘણી, લીલા જે લક્ષ્મીવરતણી ૬
પ્રથમ ચિત્રમાંહે મચ્છરૂપ, વા'લા વદ ત્રિભોવન ભૂપ,
બીજે કચ્છપનો અવતાર, નિધિમથન કીધું મોરાર ૭
ત્રીજે વારાહરૂપ વિશાળ, રાખી મહી જાતી પાતાળ,
ચોથો નરસિંહ ને પરબ્રહ્મ, હિરણ્યકશિપુવધ કરવા કર્મ ૮
પાંચમે પ્રભુજી વામન થઈ બળિરાય પ્રત્યે જાચી મહી,
છઠે પરશુરામ જુગદીશ, નક્ષત્રી કીધી એકવીશ ૯
સાતમે શ્રીરઘુપતિ મહારાજ, રાવણ વધ વિભીષણ રાજ,
આઠમે ધરી પૂરણ પ્રકાશ, સ્વયંબ્રહ્મ પ્રગટ્યા અવિનાશ ૧૦
નવમે બુદ્ધાસનરૂપે હરિ, દશમે દેહ કનકી ધરી,
ભક્ત માનના કરવા કાજ, એ અવતાર ધર્યા મહારાજ ૧૧
નરસિંહ મહેતો સેવે હરિ, ચિત્ત ચતુર્ભુજ ચરણે ધરી,
ચૌદ ભુવનતણો જે ઈશ, પૂરણ પ્રેમ ધરે જગદીશ ૧૨

---

૭ પ્રથમ ૯૦-૬ના અવતારનું વર્ણન છે સરખાવો —वेदानुद्धरते जगन्निवहते भूगोलमुद्बिभ्रते। दैत्यं दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्वते॥ पौलस्त्यं जयते हलं कलयते कारुण्यमातन्वते। म्लेच्छान्मूर्च्छयते दशाकृतिकृते कृष्णाय तुभ्यं नमः ॥ १ (ગીતગોવિંદ)

૧૦ સ્વયં—આને જુઓ 'ભાગવત एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम्

કોણ કૃપાથી કરણ કૃશાંક, નભળાવું આભળજો પાખંડ,
પૂર્વથા નરસઇઆતણી, નવ જાણું અક્ષર મુખ ભણી ૧૩
નાગરી નાતે લજાવ્યા અમો, દીઅરજી મહામૂરખ તમો,
સુણી તતખેવ અતર મંજાયો, ભાભી વચન વદે આમળો ૧૪
પૂર્ણ દુખ પામ્યો મન માય, ચા યો શ્રીદેવસ્થળ જ્યાંય,
એક આસન બેઠો રૂઢ કરી, શિવશંકર ચરણે ચિત્ત ધરી ૧૫
ખિન્ન જી સુ વિધા ના આવડી, અન્ન કે ઉદક લીધી આખડી,
દિવસ સાત થયા અપવાસ, ઉમયાપતિ આવ્યા અવિનાશ ૧૬
વૃષભારૂઢ ઉમયાપતિ જેહ કૃપા કરીને બોલ્યા તેહ,
માગ માગ વર ઇચ્છા આજ, જો ઇચ્છે ભૂમંડળ રાજ ૧૭
ભોળો પંચાનન ભીમ સ્વરૂપ, દયાસિંધુ ગિરિજાપતિ ભૂપ,
કૃપાનિધિ કરુણા અતિ કરી, માગ માગ વાણી ઉચ્ચરી ૧૮
નરસંઇ મેહેતો શ્રવણે ધરે, શું માગું મન સાંસો કરે,
મૂરખ માન સૂઝે નહિ વાત, શિર ચરણે લાવ્યો સાક્ષાત ૧૯
મસ્તક કર મે યો ભગવાન તવ મેહેતાને આવ્યું જ્ઞાન,
હવે નરસંઇ મેહેતો વર માગશે જન્મોજન્મતણું દુખ ભાગશે ૨૦
હરખે અંબા સભા ચિત્ત ધરી કહે હરિદાસ બોલો શ્રીહરિ

## કડવું ૩ જુ

### રાગ ધનાશ્રી

હવે નરસંઇ મેહેતો સ્તુતિ કરે રે પ્રગટ્યું અભ્યંતર જ્ઞાન,
હવે દયા કરી મુજ દીનને રે ધન્ય ધન્ય શ્રીભગવાન ૧
આજ વર મુને આપિયે જે માગું કરજો ી માન

---

૧૩ કૃશા — ? પાખ — ? ૧૪ નાતે—નાતમા ૧૫ સાંસો—સંશય

જે વસ્તુ તું માંહે વલ્લભ પ્રભુ રે, તે મુજને આપીએ વરદાન. ૨

ઢાળ.

વરદાન મુજને આપિયે, દુઃખ કાપિએ ત્રિપુરાર;
જે સદા વલ્લભ પરમ દુર્લભ, તે આપો નિરધાર. ૩
સદાશિવ આનંદ પામ્યા, પરમ વદન વિશાળ,;
વરદાન તુજને આપવું, એમ વદે દીનદયાળ. ૪
ગહન ગતિ જે સદા સુરમુનિ, પાર ન પામે શેષ;
એહ સનક સનંદન આદિ, વિધિ ન જાણે ભેખ. ૫
તે સદા વલ્લભ મુને જે, શ્રીકૃષ્ણ બ્રહ્મ સ્વરૂપ;
તે આવ તુજને દેખાડું, એમ વદે ગિરિજાપતિ ભૂપ. ૬
પછે નરસંઇઆનો કર ધરીને, સંચર્યા શિવ ત્યાંય;
વૈકુંઠપુરી માંહે પધાર્યા, શ્રીકૃષ્ણ બેઠા જ્યાંય. ૭
કનકભુવન વિશાળ સુંદર, તેજનો અંબાર;
સપ્ત ભૂમિ અવાસ સુંદર, થઈ રહ્યો ઝાતકાર. ૮
રત્ન મણિ માણક મનોરહ, સ્તંભ જડાવે સાર;
છજાં ઝરૂખાં રાવટી, જાળિયાં ગોખ અપાર. ૯
ત્યાં રંગમંડપ મનોહર, ચંદરવા ચોવટ જેહ;
મુક્તાફળ રત્ન ઝગમગે, ત્રૈલોક્ય શોભા તેહ. ૧૦
ગજેણીઆ જાઝમ તકિયા, સકલાત રૂપ વિશાળ;
મધ્યે બિરાજે સિંહાસન તે, દિસે ઝાકઝમાળ. ૧૧
સભા મધ્યે સરવ બેઠા, પરાક્રમી રણધીર;

---

૫ ગહન ઇ૦—જેની ગતિ સદા ગહન છે. ભેખ–રૂપ. ૮ ભૂમિ–માળ. ૯ જડાવે–જડાવ કામમાં. ૧૦ ચોવટ–ચારે પાસે. ૧૧ ગજેણિયા–ગજી આણીના.

અક્રૂર ઉદ્ધવ ઉગ્રસેન, બળભદ્ર બાંધવ વીર ૧૨
વસુદેવનંદન વિશ્વવંદન, ભક્તનો વિશ્રામ,
સિંહાસન શોભા વિરાજતી, પૂર્ણ શ્રીઘનશ્યામ ૧૩
ચોપાસ તકિયા ઝગમગે, રવિ ચંદ કોટિ પ્રકાશ,
પ્રણામ કરતા પરવરે જન, અનેક હરિના દાસ ૧૪
તાલ તાન ને છંદમાં તે, જંત્ર નારદ વાય,
ગુણી ગાંધર્વ ગાન કરી કહે, ધન્ય ધન્ય વૈકુંઠનાથ ૧૫
બાવનાચંદન અગર બેહેકે, સુગંધ બહુ પેર થાય,
કસ્તુરીનો પરમ પરિમળ, મંદ મારૂત વાય ૧૬
ભક્તવત્સલ ભૂપ બેઠા, ત્રીભોવનનો રાય,
હું દીન દુર્બળ દાસ પ્રભુ, વર્ણવું મેં કયમ થાય ૧૭
મુગટ મસ્તક પરમ સુંદર, તેજનો અંબાર,
કાને કુંડળ મકરાકૃતિ તે, કંઠ મુક્તા હાર ૧૮
શ્રીવત્સલાછન મણિ કૌસ્તુભ, કંઠે વૈજ્યંતી માળ,
પીતાંબર પરિધાન અંગે, ભક્તનો પ્રતિ પાળ ૧૯
આજાનબાહુ શંખ ચક્ર ને, ગદા પદ્મ વિશાળ,
મુદ્રિકા કંકણ બેરખી કર, શોભિયું અતિ લાલ ૨૦
કટિમેખળા વળી ક્ષુદ્રઘંટા, ચરણ નેપૂર સાર,
પદકમળ વંદિત વિશ્વને તે અખિલ પ્રાણાધાર ૨૧

---

૧૫ ગુણી—ગુણવંત લોક ૧૬ પરિમળ—સુગંધ મારૂત—પવન
૧૯ પરિધાન—પેહેરવું ૨૦ આજાનબાહુ—ઢીંચણ સુધી લાંબા હાથ વાળા ૨૧ પદ ઈ૦—જેના પદ (ચરણ) રૂપી કમળ વિશ્વે (વિશ્વમાં સહુ કોઈએ) વંદિત છે અખિલ—સમગ્ર

એનું નામ માને પ્રેમ સાથે, વરે ત્યાં શ્રીકૃષ્ણ;
હવે નરસંઇઆ પર કરી કરૂણા, તે કહીશુ પ્રશ્ન. ૨૨

વલણ.

તે કહીશું પ્રશ્ન ભાવે, શ્રોતાજન શ્રવણે ધરો રે;
* * * ૨૩

કડવું ૪ થું.

રાગ કેદારો.

સદાશિવ ત્યાં સંચર્યા, નરસઇ મેહેતો બાહે ધર્યા;
પરવર્યા જ્યાં બેઠા ત્રિભોવન ધણી રે. ૧
સભા મધ્યે આવી રહ્યા, હરિ દેખી હર્ષિત થયા;
મન રળિયાત મળવા નાથને રે. ૨

ઢાળ.

મળવા નાથને શિવજી પધાર્યા, હેડે હરખ ન માય;
નીલકંઠને દીઠા નયણે, ઊઠ્યા શ્રીજદુરાય. ૩
અવિનાશી આસનથી ઉઠ્યા, શ્રીમાધવ બળદેવ;
અક્રૂર ઉદ્ધવ આદે સભા માહે સહુ, પ્રણમિયા મહાદેવ ૪
જય જય શબ્દ સભા માહે ઊઠ્યો, હરિ હર ભેટ્યા જ્યારે;
ધન્ય ધન્ય કરૂણા કીધી મુજને, શ્રીહરિ બોલ્યા ત્યારે. ૫
સિંહાસન બેસાડ્યા શંકરે, પૂજા રચી પરિબ્રહ્મ;
દીનદયાળ કૃપાનિધિ કહે છે, આજ સફળ શુભ કર્મ. ૬
કસ્તુરી ચંદન અંગ લેપન, કૃષ્ણાગરના ધૂપ,
કરી આરતિ પુષ્પ અમરપી, હરખ્યા વૈકુંઠભૂપ ૭
શ્રીશંકર પ્રત્યે કર જોડી, બોલ્યા શ્રીમહારાજ,
સ્વામી શીઘ્ર થઇને કહેવું, અમ સરખુ કાંઈ કાજ. ૮

રખે નિરબળ કરો વિશ્વભર, અતરભેદ ના આણો,
તમ સમોવડ નહિ કો ૧ નભ, સત્ય કરીને માનો ૯
તદાકાળ શકર એમ બો થા, સાભળીએ અવિનાશ,
આ નરસઇઓ ભક્તજ મારો, તે કહ્યો તમ દાસ ૧૦
વચન સુણી વિઠનજી ઊઠયા, કરૂણા કીધી નાથે,
નરસઇયાને કરૂણા કરીને, ચાપ્યો હૈડા સાથે ૧૧
મા ૨૧૭એ કર મુસ્તક મૂકયો, જન્મમરણ ભે ભાગ્યો,
અરે નરસઇઆ ભક્તિ કરો કાઈ, મન ઇચ્છો વર માગો ૨૧
ભક્ત વદે કરૂણાનિધિ સુણિયે, નવ ઇચ્છુ સુરરાજ,
લક્ષ્મી મુનિવર ચિત્ત કરે વિહવળ, તેહતણુ નહિ કાજ ૧૩
આ સસાર વિષે સચરાચર, સઘળ વસ્તુનો નાશ,
એક નિર્લેપદ તારૂ ત્રિભોવન, એમ જોતા અવિનાશ ૧૪
તેમાટે તમો ચરણે રાખો, ભક્ત કરી ભગવત,
અવસર કષ્ટ પડે તુ મોટો સમરથ ગોઠ શ્રીવત ૧૫
સાભળ સ્વામી ગરૂડાગામી, ભક્તવત્સલ ભૂપાળ,
આશા એક અમારા મનની, પૂરો પરમ દયાળ ૧૬
જે લીના લક્ષ્મીવર કીધી બ્રિજ પુર ગોકુળ માથ,
તે લીના દ્વારામતિ મધ્યે, વૈકુઠ પદવી જ્યાર ૧૭
જે લીલા પ્રભુ ગુપ્ત રચી છે, બ્રહ્મા નવ લહે ભેદ,
જે લીના દુર્લભ સુર મુનિને પાર ન પામે વેદ ૧૮
હાસ્ય વિનોદ ક્રીડા રસ સાગર, પરમ ચપળ ચતુરાઈ,
ભોગ વિલાસ વિવિધ પેર શોભા જુગત રચી જદરાઈ ૧૯

---

૯ નરભ વાકાના ૧૭ સુરગાજ ઇન્દ્ર ગજ

તે લીલા પ્રભુ નયણે નરખું, શ્રવણે સુણું, ને મુખ ગાઉં;
લીલા કૃષ્ણ સુંધારસ સાગર, તે મધ્યે નિત્ય નાહાઉં. ૨૦
તેમાટે ત્રીકમજી સુણીએ, પૂરણ પ્રેમાનંદ;
મન ઇચ્છા છે હરિ કીર્તનની, ગાવા ગુણ ગોવિંદ. ૨૧
સુણી વચન શામળિયો હરખ્યો, સુંદર વર એમબોલે;
ધન્ય ધન્ય નરસઇઆ નહિ કો, અવર ભક્ત તુજ તોલે. ૨૨
મુજ લીલા રસ અગમ્ય અગોચર, તેતણું તુંને જ્ઞાન;
એવું કહી કર મસ્તક મૂકયો, ત્રુઠ્યા શ્રીભગવાન. ૨૩
અરે નરસઇઆ મુજ લીલા, તુજ કીરતન જે ગાશે,
ભૂતળ માંહે નરનારી સુણતાં, પાતક દૂર પળાશે ૨૪

વલણ.

પાપી પાવન થાશે રે, સાભળશે જે કો ચિત્ત ધરી,
હરિદાસ કહે તે નરસઇવાને, એવી કૃપા પ્રભુજીએ કરી ૨૫

## કડવું ૫ મું.

રાગ રામગ્રી.

હવે હરિજન સહુ શ્રવણે ધરો, કહું અમૃતવાણી;
નરસઇઆને કૃપા હવી, ત્રૂઠ્યા શારંગપાણિ હરિજન૦ ૧

ઢાળ.

મેહેતાને લીલા દેખાડવા, રાખ્યા શ્રીભગવાન,
સભા સર્વ આજ્ઞા કરી, અંતપુર માંહે જાય હરિજન૦ ૨
શોળસહસ્ર રાનઆડ, મંદિર છે હરિ જ્યાંય,
નરસઇઆને લાવિયા, પ્રેમે પ્રભુજી ત્યાંય હરિજન૦ ૩
મણિમય સ્તંભ જડાવ છે, મધ્યે માણકચોક,

---

૨૦ લીલા ઇ૦—કૃષ્ણની લીલારૂપ સુધારસના સાગરમાં હું નિત્ય નહાઉં—અર્થાત્ તે લીલા માગ મહા અંતરમા દેખું

૨૩ ત્રુઠ્યા—તુષ્માન થયા ૨ આજ્ઞા કરી-રજા આપીને

છજાં ઝરૂખાં રાવટી, ફરતા ગૃહે ગોખ હરિજન૦ ૪
કનકથાળ ભરી કામની, મુક્તાફળ લાવે;
હરખે વધાવી શ્રીહરિ, મંદિરમાં પધરાવે હરિજન૦ ૫
સાભળજો સહુકો સુંદરી, શ્રીહરિ એમ બોલે,
આ ભક્ત ઘણો વલ્લભ મુને, કો નહિ એને તોલે હરિજન૦ ૬
હરિ એક મંદિર શોભતું, તેજનો અંબાર,
ત્યાં નરસઈયો પધરાવિયો, સોપ્યા સેવક ચાર હરિજન૦ ૭
પછી પ્રેમે પ્રણામ કરી પ્રભુ, રંગ મોહોલ પધારે,
એ લીલા કહું ભૂતળ વિષે, નરસઈઓ વિચારે. હરિજન૦ ૮
પછે નરસંઇઆતણી સેવા, અતિ ઘણી થાય;
ભોજન સમે આદર કરી, તેડે વૈકુંઠરાય હરિજન૦ ૯
પછી ઉષ્ણોદક તત્પર કર્યાં, મોગરેલ મરદાય;
પીતામ્બર પેહેર્યાં ભલાં, કેસર અરચા થાય. હરિજન૦ ૧૦
ભાવનાચંદન અરગજા, અંગ લેપન થાય,
કૃષ્ણાગર ઉવેખિયા, બહુ સુગંધ વાય હરિજન૦ ૧૧
સત્યભામા સન્મુખ રહ્યાં, રૂક્મિણી કર જોડ;
આરોગી ઊઠયા પ્રભુ, જે જે શ્રીરણછોડ હરિજન૦ ૧૨
રત્ન જડિતજ પાવડી, ચિત્ત અટકે મારૂં,
પદ નખ શોભા નાથની, રવિ કોટિ ઓવારૂં. હરિજન૦ ૧૩
મહાપ્રસાદ મહારાજનો, કૃણ પાર ના જાણું;
તે નરસઈએ આરોગિયો, કોણ ભાગ્ય વખાણું હરિજન૦ ૧૪
પાલંઠ બેઠા શ્રીહરિ, મુખવાસ આરોગે,
બીડી લવિંગ બરાસની, સદા લે સંજોગે હરિજન૦ ૧૫

૪ ફરતા ઇ૦—ગૃહે (ઘરમાં) ફરતા (ચારે પાસ) ગોખ છે

રૂક્મિણીના હાથની બીડી, પ્રભુજી જે લે;
તે નરસંઇઆના મુખ માંહે, પ્રેમે કરી મેલે. હરિજન૦ ૧૬
એમ લીલા લાડ કરાવતાં, વિત્યા દિન તેત્રીસ;
એક સમે કરૂણા કરી, બોલ્યા શ્રીજગદીશ. હરિજન૦ ૧૭
હે નરસંઇઆ છાનો રહી તું, જોજે ગોખ;
આજ રાસ અર્ધ રાત્રીએ, મધ્યે માણકચોક. હરિજન૦ ૧૮
આ આશ્વિન સુદ પૂર્ણિમા, રહ્યો ચદ્ર આકાશે;
વળી રળિયામણા ચોકમાં, દીપક ચોપાસે. હરિજન૦ ૧૯
જળહળ મંદિર થઇ રહ્યાં, તેજનો અંબાર;
તેણે સમે નિશા ગઈ, પેહેલી ઘટિકા ચાર. હરિજન૦ ૨૦
સંધ્યા સમે સર્વ સુંદરી, મળી બેઠાં વાતે;
આજ માણકઠારી પૂર્ણિમા, ભલી શોભે રાતે. હરિજન૦ ૨૧
રૂક્મિણિજી કહે સાંભળો, આજ મોટો દહાડો;
સર્વ મળી કહો કૃષ્ણને, મધ્યે રાસ રમાડો. હરિજન૦ ૨૨
સભાથકી ઊઠ્યા પ્રભુ, મંદિર માંહે આવ્યા;
મણિ મુક્તાફળ પુષ્પ શું, મહારાજ વધાવ્યા. હરિજન૦ ૨૩
સભાથકી ઊઠ્યા પ્રભુ, પછી વિનતિ કહેજો;
વાજાં વસ્ત્ર શણગારથી, તત્પર થઈ રહેજો. હરિજન૦ ૨૪
બેઠા જે સિંહાસન આવી, સ્ત્રી સહુ પાસ;
કર જોડી રહી સુંદરી, વિનવતી અવિનાશ. હરિજન૦ ૨૫
દીનવચન કહે સુંદરી, પ્રભુ સુણીએ રાવ;
ના રખે કહેતા નાથજી, એક માનોભાવ. હરિજન૦ ૨૬
જે લીલા વ્રિજમાં રમ્યા, કર્યા રાસવિલાસ;

---

૧૮ ગોખ–ગોખમાં રહીને. ૨૬ માનોભાવ–મહાનુભાવ !

તે દિવસ ફરી આવિયો, જુઓ ચદ્ર આકાશ    હરિજન૦ ૨૭
રાસલીલા રમવાતણી, સર્વને ઇચ્છાય,
માન માગે છે નાનુનિ, માનો શ્રીજદુરાય    હરિજન૦ ૨૮
વચન સુણી વિનતાતણુ, ઊઠ્યા શ્રીઅવિનાશ,
હા ભણી શીઘ્રે થયા, પ્રથમ રમવા રાસ    હરિજન૦ ૨૯

વલણ

રાસરમવા શીઘ્રે ઊઠ્યા, સુણો શ્રોતા ચિત્ત ધરી,
હરિદાસ કહે તે ધન્ય હરિજન, જે બોલે મુખથી હરિ    ૩૦

## કડવુ ૬ ઠું.

રાગ રામગ્રી

વચન સુણી વિનતાતણુ, ઊઠ્યા શ્રીઅવિનાશ,
નરસઇઆને દેખાડવા, વળી રચ્યો રાસવિલાસ    ૧
રૂપ કળા ગુણ ચાતુરી, લીધો નટવરનો વેષ,
મદનમોહન શોભા રચી, તે બ્રહ્મા ન લહે લેશ    ૨

ચાલ

લેખ વેખ ને ભેખ હરિનો, પાર નાવે ઇશ રે,
રાસલીલાતણી રચના, રચી જે જગદીશ રે    ૩
મોરમુગટ ધર્યો હરિ, બહુ જડિત અગ અપાર રે,
રત્ન મણિ માણેક મુક્તા, તેજનો અબાર રે    ૪
તિલક કેસર મધ્ય મૃગમદ, કરણ કુડળ જોત રે,
વદન સુદર વિશ્વમોહન ત્રિભોવન ઉદ્યોત રે    ૫
કઠ કૌસ્તુભ હાર મુક્તા, વૈજયતી માળ રે,

---

૨૯ શીઘ્ર-(શીઘ્ર) ઉતાવળા   ૩ લેખ—લેશ   ૫ મૃગમદ—કસ્તુરી

પીતામ્બર કટિ કાછ કાછે, મોહન મદનગોપાળ રે. ૬
કટિમેખળા અતિ જળહળે, બાજુબંધ વિશાળ રે;
મુદ્રિકા પોહોંચી પરમ સુંદર, દીસે ઝાકઝમાળ રે. ૭
ચરણ નેપૂર ઘુઘરી, ઝમકાર અટકે મન રે;
મોહન મુરલી ધરી મધુરી, ગરજી તે ધન્ય ધન્ય રે. ૮
કૃષ્ણાગર અંગે અગર અર્ચિત, અખિલ બ્રહ્મસ્વરૂપ રે;
સુંદરી જન રહી સન્મુખે, વદે વૈકુંઠભૂપ રે. ૯
જૂજવાં વાજા ધરો કરમાં, નથી નિરખ્યો રાસ રે;
સુંદરી સહુને સમીપ તેડી, શીખવે અવિનાશ રે. ૧૦
અંગનો શણગાર સાર, રૂપ અનંગ સમાન રે;
ભકતવત્સલ ભૂપ પાસે, ભજે ભાગ્ય નિધાન રે. ૧૧
ઝળહળે દીપક ચોગમા, અને રત્નમણિની જોત રે;
મદનમોહન રહ્યા મધ્યે, કોટિ શશિ ઉદ્યોત રે. ૧૨

ચાલ રાસની.

એમ રાસ રચ્યો અવિનાશી, ત્યારે સાંભર્યાં ત્યાં બ્રિજવાસી;
લીલારસ કુંજ સદન માંહે, સુખ બાળપણાનું મન માંહે. ૧૩
જે રાસ વૃંદાવન કીધો, તે ભાગવત વેદથી શોધો;
ત્યારે સાંભરી બ્રિજની નારી, અને સાંભરી રાધા પ્યારી. ૧૪
સાંભરી સકળ બ્રિજબાળ, ત્યારે સાંભર્યા નંદ ગોવાળ;
સાંભર્યું જમનાં તીર, ત્યારે રાખી શક્યા નહિ ધીર. ૧૫
સંભાર્યાં જશોદા માત, ત્યારે નેત્ર વહ્યાં આંસુપાત;

---

૬ કાછ કાછે–કચ્છ બીડયો. ૮ ગરજી–વાગી ૧૧ અનંગ–કામદેવ.
૧૨ ચોગમા–ચારે પાસે. ઉદ્યોત–પ્રકાશ. ૧૩ લીલારસ–રસ જેવા લીલા.

બહુ નીર નયણેથી ચાલે, સરવ સખી વદન નિહાળે. ૧૬
જદુરાયતણી પટરાણી, ત્યારે પૂછે રૂક્મિણી રાણી;
મહારાસ રમો મોરારી, કાં રોયા ગિરિવરધારી. ૧૭
પછે વચન વદે જદુનાથ, કંઠે ગદ ગદ કહેતા વાત;
મુને સાંભર્યો વ્રિજનો સાથ, નંદ તાત જશોદા માત. ૧૮
જે લીલા વ્રિજપુર માંહે, તેનો લાખમો ભાગ નહિ આંહે;
એવું કહેતાં મૂર્છા પામ્યા, એક મુહૂર્ત્ત મહીતળ વામ્યા. ૧૯
પછી ઉઠાડે લેઈ શ્યામા, કર જોડી વદે સત્યભામા;
ઊઠો રાસ રમો મહારાજ, નહિતર દેહ કરીશું તાજ. ૨૦
એવાં વચન વિગત કરી નારી, ત્યારે ઊઠ્યા ગિરિવરધારી;
તજ્યો શોક સકળ વ્રિજવાસી, પણ વિસરે નહિ અવિનાશી. ૨૧
પછી રાસ રસિક રમે રસિયો, નરસંઇઆના મન માંહે વસિયો;
હરિલીલા નિરખીને રાચે, થેઈ થેઈ કરીને નાચે. ૨૨

દુહા.

નરસંઇઓ નિરખે રહ્યો, રાસ રમે વ્રિજરાજ;
નિઃશંક હરિ નિર્લે થયા, તજી તારૂણી લાજ. ૨૩

ચાલ.

ત્યાં લાજ તજી ગિરિધારી, ઉલટ્યો દધિ કુંજબિહારી;
માનુનિ કરે જંત્ર મૃદંગ, કરે થેઈ થેઈ નાના રંગ. ૨૪
સોળસહસ્ર આડસત નારી, ઉલટ્યો રસસાગર ભારી;
જાણે સોળ કળાનું રૂપ, ઉલટ્યો રસ સાગર ભૂપ. ૨૫

---

૧૯ મુહૂર્ત્ત—બે ઘડી. મહીતળ—પૃથ્વી પર. ૨૧ તજ્યો ઈ૦—અવિનાશીએ સકળ વ્રિજવાસીનો શોક તજ્યો પણ તે વીસરતો નથી.
૨૪ દધિ (ઉદધિ)-સમુદ્ર (રસનો). કરે—હાથમાં.

## દુહો.

રસ સાગર ગુણ ઉલટચો, ચોદિશ તાન તરંગ;
કળા કમળનેણતણી, પ્રગટચો કોટિ અનંગ ૨૬
વિદ્યા ચૌદ ચોસઠ કળા, ગુણ લક્ષણ બત્રીસ,
વાજા વીશપોડશ ભલા, રાગ રંગ છત્રીશ. ૨૭
લીલા નવરસ નટવરે, અનેક પેર અનુક્રમ,
શોળસહસ્ર શતઆઠમા, સચરાચર પરબ્રહ્મ ૨૮

## ચાલ.

પરબ્રહ્મતણી એ લીલા, બ્રહ્માદિક પાર ના ક્રીડા,
મંડપ મધ્યે મોહનજી સોય, દેખી સુરનરના મન મોય ૨૯
પીતામ્બર જે પરિધાન, કરતા બ્રહ્મચારી ભગવાન,
મધ્યે શ્રીહરિ શોભે ત્યમ, ઘનમા દામની ચમકે જ્યમ ૩૦
આવ્યુ ભામનીને અભિમાન, હરિ હવા અતર્ધ્યાન,
તેનો પાર ના પામે કોય, આવ્યા નરસઈઆ જના હોય ૩૧

## દુહો.

રામા સહુ વિહ્વળ થઈને, રહી ભાખે જગદીશ,
અમ અપરાધ કશો પ્રભુ, એમ ના કીજે રીસ ૩૨
રાસ રસિક મન નવ ગમ્યો, તે તજી ગયો મોરાર,
કહે રૂક્મિણી આપણ કશા, જેણે તજી હતી બ્રિજનાર. ૩૩

## ચાલ

એણે વચને વિઠ્ઠલજી હરિયા નરસઈઆના મન માંહિ વરિયા,

---

૨૬ કમળનેણ–કૃષ્ણભગવાન ૨૭ વીશપોડશ છત્રીસ
૨૮ બ્રહ્મા ઈ૦–બ્રહ્મા વગેરે પણ એ ક્રીડાનો પાર પામતા નથી
૩૦ બ્રહ્મચારી ઉર્ધ્વરેતા હતા માટે દામની–વીજળી

ત્યા હાસ્ય વચન સુણી કૃષ્ણ, જોયુ ઉચુ તો આવ્યા વિષ્ણ ૩૪
પછે ત્યા આવી સહુ નારી, જ્યા બેઠા કુ જબિહારી,
જઇ ચરણે નમાવ્યુ શીશ, અપરાધ વિના શી રીસ ૩૫
કહે વચન રસિક રઢિયાળી, ત્યારે ઊઠ્યા શ્રીવનમાળી,
કહે કૃષ્ણ રાસ રમુ ત્યારે, નરસઇઓ આવે જ્યારે ૩૬
કહે પ્રભુ પ્રત્યે પટરાણી, તમો સાભળો શારગપાણિ,
હરિભક્ત સદા તમ વાહાલો, નરસઇઆને લેઈ ચાલો ૩૭
હરિભક્તનો અતર કરશે, તો લખચોરાશી ફરશે,
એવુ વચન સુણી ગિરિધારી, કહે ધન્ય ધન્ય બ્રિજનારી ૩૮
મારા ભક્તને માને જેહ, મુજને જન વાહાનો તેહ,
મારા ભક્ત શુ દીઠે દ્વેષ તે શત્રુ સમાન મુજ લેખ ૩૯
હરિભક્તનો દ્વેષી થાશે, તે રૈરૈ નરક પમાશે,
એમ શ્રીમુખ પોતે બોલે, મારો ભક્ત સદા મુજ તોલે ૪૦
એવા ભક્તવત્સલ વ્રતધારી, હરિજનકેરા હિતકારી,
નરસઇઆને કરૂણા કીધી, ઉપમા સમતોને દીધી ૪૧
પછે નરસઇઆને લાવ્યા, મધ્ય માણકચોકમા આવ્યા,
ફરી રાસ રચ્યો ગોપાળ, આપી નરસઇઆને કરતાળ ૪૨

દુહો

નરસઇઓ કાઈ નવ લહે, તાલ તાન રસ જ્ઞાન,
પછી સ્મરણ કર્યું સદ્ગુરુતણુ, જે શકર શ્રીભગવાન ૪૩

---

૩૪ જોયુ—(સ્ત્રીઓએ) ૩૮ બ્રિજનારી ઇ૦—એ રાસની નામા બ્રિજનીજ રચના થતી હતી અને સૌ ગોપ ગોપીઓ ત્યા પ્રગટ થતા માટે ભગવાને બ્રિજનારીને ધન્ય કહ્યુ છે

શંકર ગુરૂ સંભારતાં, પ્રગટ્યુ જ્ઞાન રસાળ;
પછી નરસંઇઆકેરા જ્ઞાનથી, રીઝ્યા દીનદયાળ. ૪૪
તે શામાટે શ્રોતા સુણો, સુંદર ગુરૂ કરવો શિષ્ય;
ગુરૂ પિતા વિના નવ મળે, જગતપિતા જગદીશ. ૪૫

ચાલ.

વળી રાસલીલા મધ્યે રોપી, નરસંઇઓ થયો તવ ગોપી;
જેવો વૃંદાવન માહે રચિયો, તેવો નરસંઇઆથી મચિયો. ૪૬
નરસંઇઆને મધ્યે લીધો, પ્રભુ આપ સરીખો કીધો;
સમે દાન માનનો જ્યારે, પ્રભુ પ્રેમે જણાવે ત્યારે. ૪૭

દુહા.

માન કરે મૃગલોચની, નિંદે નંદકુમાર;
ત્યાં નરસંઇઓ દુતિ થઈ, મનાવે મનોહર નાર ૪૮
માન દાન રસ રાસ માહે, ન રહ્યો કાંઈ ભેદ,
એ લીલારસસિંધુનો, પાર ન પામે વેદ ૪૯
પછી નરસંઇઆને રીઝમાં, ( કહે ) શું આપુ અવિનાશ,
(અરે) નરસંઇઆ તું જાણજે, (હું) સદા રહ્યો તુજ પાસ ૫૦
પીતાંબર પછી અંગનુ, આપ્યુ દેવમોરાર;
રૂકમણીજી રીઝ્યા ઘણું, આપ્યો ઉરનો હાર. ૫૧

---

૪૫ તે ઈ૦—શિષ્યે સુંદર (સારો) ગુરૂ કરવો તે શામાટે? તે હે શ્રોતા! તમે સાંભળો તેનું કારણ એ છે કે ગુરૂરૂપી પિતા વિના જગતના પિતા જગદીશ મળતા નથી

૪૭ દાન માન ઈ૦—સ્ત્રીઓની પ્રેમની રીસને માન કહે છે એ માન છોડવવાના સામ, દામ, આદિક ઉપાય છે તે કરવાનો જ્યારે સમય આવી મળે ત્યારે પ્રભુ પ્રેમથી નરસંઇઆને જણાવતા

રાસ રસિક પૂરણ રમ્યા, સકળ ભુવનનો નાથ,
રંગે રજની વહી ગઈ, એમ હવો પ્રભાત ૫૨
(આ) રાસક્રીડા શ્રવણે સુણે, નરનારી જે ગાય,
મહિમા શ્રીહરિ નામનો, પતિત પાવન થાય ૫૩
ઇચ્છા મન જેવી હતી, (તે) તેવી પોહોચી આશ,
(હવે) નરસઇઆના કુવરનો, વિવાહ ભાવે ગાશ ૫૪
હરિલીલા અગાધ જળ, ભક્તતણો મહિમાય,
સાતે સમુદ્ર એકઠા, (કહો) અંજળી કેમ સમાય ૫૫
તો હું દુર્બદ્ધિ દીનથી, કરમ હોયે અભ્યાસ,
(સહુ) વૈષ્ણવતણી કૃપાથકી, કર જોડી કહે હરિદાસ ૫૬

કડવુ ૭ મુ.

રાગ ભીમપલાશી.

કરી કરૂણા રે, નાથે ભક્તને અતિ ઘણી,
સ્તુતિ માંડી રે, નરસઇએ શ્રીહરિતણી ૧
કર જોડી રે, દીનવચન બોલે તદા,
પ્રભુપદરજ રે, ટાળે ભવની આપદા ૨
નહિ સ્વપ્ને રે, ઇંદ્રિ બ્રહ્મા શિવને કચમો,
તે લીલા રે, આજ રહી નીરખુ અમો ૩
હુ દીન છુ રે, દાસ તમારો શ્રીહરિ,
એક વિનતિ રે, મહારાજ લ્યો તમો ચિત્ત ધરી ૪
સન્મુખ જુઓ રે તો તો પ્રભુ કહેવાયે છે,
તુજ નામે રે, પાપી પાવન થાયે છે ૫

---

૫૪ ગાશ—ગાઈશ

૩ કચમો-કેમે કરતા પણ ૫ સ મુખ ઇ૦-હે પ્રભુ! જો તમે મારા સન્મુખ જુઓ તો મારે કહેવાનુ છે તે કહેવા.

તુજ નામે રે, મહાપાપી જન ઓધર્યા,
તુજ નામે રે દિ મધ્યે પ ાંત તર્યા ૬
જો હા ભણો રે, એક અનુપમ વાતની,
ઇચ્છા છે રે, લીલા ગાવા નાથની ૭
જે લીલા રે, કૃપણ કૃપાળ કીધી સ્વર્ગમા,
તે લીલા રે, ગાઉ જઇ મૃત્યુલોકમા ૮
મારા મનને રે, ભાવ હવો એ વાત જી,
તમારે રે હા ભણીએ જદુનાથ જી ૯
એવુ સુણીને રે, હરખ ભરાણા કહાન જી,
હશી વદને રે, બોલ્યા શ્રીભગવાન જી ૧૦
તેણે સમે રે, નાથ હતા સુખભોગમા,
નરસઇઆ રે, લીલા ગા મૃત્યુ લોકમા ૧૧
તુજ વાણી રે પ્રેમ આણી જે જન સુણે,
તેને મુજ પદ રે, સત્ય કહુ શ્રીહરિ ભણે ૧૨
પછી શીખ જે રે, નાથ કને દાસે કરી,
તેણે સમે રે, ગદ ગદ ક ઠ થયા હરિ ૧૩
આલિગન રે, દીધુ ભગતને પ્રેમથી
જઈ કહાવજો રે, પોહોચ્યા કુશળક્ષેમથી ૧૪
મન અટકે રે, શીખ કરૂ ક્યમ પરવરે
[ હુ ] મોકલુ રે, ભૂતળજન પાવન કરો ૧૫
નરસઇઆ રે તુજ લીલા કીર્તન હશે
જન્મ જન્મના રે, પાતક સહુ પ્રલય થશે ૧૬

---

૧૨ પદ ઇ૦ પદ ( પ્રાપ્ત થશે ) ૧૩ શીખ-રજા

પછી કર ગ્રહી રે, હરિ રૂક્મિણી પાસે ગયા;
કરો આજ્ઞા રે, ભક્ત જવા તત્પર થયા. ૧૭
તેણે સમે રે, લક્ષ્મીજી વાણી વદે;
ક્યમ શીખજ રે, આપુ જે વશિયા હદે. ૧૮
સ્વામી માસજ રે, દિન જાતા જાણ્યા નહિ;
પછી લાવ્યા રે, સાકર મધ્યે ભેળી દહી ૧૯
દધિ વદન રે, મેહેતા શીઘ્રે કરો તમો;
હવે ક્યારે રે, ફરી દર્શન પામુ અમો. ૨૦
વળી બોલ્યા રે, પટરાણી શ્રીહરિતણી;
ઘણી ઇચ્છા રે, મૃત્યુલોક જોવાતણી ૨૧
મેહેતાજી રે, પુત્ર પગરણ માડો તમો;
ત્યારે તેડજો રે, કૃષ્ણજી સાથે આવુ અમો. ૨૨
મેહેતાજી રે, સાષ્ટાગત માગ્યા તદા,
માના પાળજો રે, તે દિવસ આવે જદા. ૨૩
શાર્ણગાઠ રે, મેહેતે બાંધી દઢ કરી,
તેણે સમે રે, સુદરવર બોલ્યા હરિ. ૨૪
નરસઇઆ રે, તુજ વાણી પ્રગટે જ્યહા,
સત્ય જાણજો રે, હુ આવી ઉભો ત્યહા. ૨૫
પઠી ચરણે રે, ભક્ત નમી ત્યાથી ફરે,
દેવ દુદુભિ રે, પુષ્પવૃષ્ટિ સુરપતિ કરે ૨૬
બળભદ્રજ રે, ઉદ્ધવ અક્રૂર આવિયા,
ત્યા ભક્તને રે, પ્રેમ આલિગન ભાવિયા. ૨૭
સહુ સાથ રે, વળાવી પાછા વળ્યા;

---

૨૪ શાર્ણગાઠ—શરણરૂપી ગાઠ

ફરી જોજો રે, શ્રીહરિ મુખથી ઓચર્યા ૨૮
પછી ચાલ્યા રે, મેહેતો મન નિર્ભે થયા,
હરિ કરૂણાથી રે, પાપ સહુ ભવના ગયા ૨૯
એક મુહૂર્તમા રે, જુનેગઢ પોહોચ્યા જઈ,
થયા આશ્ચર્ય રે, શ્રીહરિની કરૂણા સહી ૩૦
મેહેતોજી રે, આનદ મન પામ્યા તદા,
હરિદાસજ રે, હરિસેવા માગે તદા ૩૧

કડવુ ૮ મુ

રાગ હિંદોલ ગોડી.

સ્વામીએ નરસઇઆને કરૂણા કીધી નાથે રે,
વાત સચરાચર માહે વિસ્તરી રે,
સ્વામીએ વૈષ્ણવ કીધો છે વિખ્યાત રે,
નાથે દખાડી લીલા આપણી રે ૧

ઢાળ

દખાડી લીલા આપણી, તેનો બ્રહ્મા ન લહે પાર,
તેત્રીશકોટિ સહસ્રઅઠચાશી, અગમ ગતિ ત્રિપુરાર ૨
તે લીલા નીરખી હરખથી, પછી આવ્યા નગર મોઝાર,
આનદસાગર ઊનટયો, સહુ મળ્યો કુટુમ્બ પરિવાર ૩
પછી જેષ્ઠ ભ્રાતતણી ઘરણી હતી જેણે ઠામ,
નરસઈ મેહેતે ત્યા જઇને કર્યો દડ પ્રણામ ૪
અરે માત તુજ વચને કરી, હુ પામ્યો વૈકુઠનાથ,
તે કથા તમ માડી કહુ, તમો સાભળો સર્વ સાથ ૫

---

૨ અગમ ઈ૦—ત્રિપુરારની ગતિને પણ તે અગમ (અગમ્ય) છે
૪ ઘરૂણી—સ્ત્રી

મૂર્ખ મુન્જને કહ્યો ભાભી, ચઢી સબળી રીસ;
અપવાસ સાતે હવું દર્શન, પ્રગટ ઉમયા ઇશ. ૬
પછી મુન્જને લેઇ ગયા, શ્રીકૃષ્ણ હુતા જ્યાંય;
અપરમિત સુખ નાથનું, મેં રહી નિરખ્યું ત્યાંય. ૭
તે સર્વ કરૂણા તમારી, તમ વચન માટે સોય;
હવે માત મુસ્તક હાથ મૂકો, ત્રિભોવન જશ હોય. ૮
એવુ કહીને નમ્યા ચરણે, વેગે બીજીવાર;
ત્યારે ભ્રાતઘરણી વદે મુખથી, ધન્ય તુજ અવતાર. ૯
પછી આસન આપિયાં ને, ઉલટ અંગ ન માય,
નરસંઈ મેહેતો થયા નિર્ભે, રહ્યા હરિગુણ ગાય. ૧૦
પછી સગાં સંબંધી મિત્ર આદે, સરવ મળવા જાય;
નરસંઇઆનુ કરે દરશન, જન્મ સાર્થક થાય. ૧૧
અજાચીકવ્રત ત્યાં ધર્યું પોતે, ભક્તિરસ ગુણગાન;
અન્ય વાત ના ઉચ્ચરે, મન ભજે શ્રીભગવાન. ૧૨
પછી એમ કરતાં દિવસ પૂઠે, દિવસ તે વહી જાય;
કુટુંબ વાયક કઠણ બોલે, તું રળ્યુ કોનુ ખાય. ૧૩
પછી મેહેતે કુટુમ્બથી કર્યો, જૂજવો વ્યવહાર;
કહે લોક સાકળ-સરવ ભાગી, ત્રૂઠ્યો દેવમોરાર. ૧૪
પછી ઘરમાં પરમ સુંદર, રચ્યુ મંદિર જેહ,
ઉપમા તોલે અવર નહિ, વૈકુંઠ શોભે તેહ. ૧૫
પછી સિંહાસન ઉપર બિરાજે, લક્ષ્મીવરની જોડ;
સકળાંગ સેવા પ્રેમ પૂરણ, કરી પેર નહિ ખોડ. ૧૬

---

૧૪ સાંકળ–બેડી. ૧૬ સકળાગ–સઘળા અંગની.

એક માસ ઓચ્છવનો દિવસ આવ્યો, વેગે તેણી વાર,
નરસઇ મેહેતે કરી ગેવા, પ્રેમે પ્રાણ આધાર ૧૭
આરતિ ઓવારણા કરીને, રહ્યો બેઉ કર જોડ,
મહારાજ ઈચ્છા દાસને છે, પ્રભુ પૂરો કોડ ૧૮
હા ભણે જો હરખ સાથે, પૂરણ પ્રેમાનંદ,
લીલા નિરખી નાથની, તે ગાઉં ગુણ ગોવિંદ ૧૯
ત્યારે પુષ્પ આપ્યુ શીશથુ, સનમુખ શ્રીજદુરાય,
એવી કૃપા દીઠી નાથની ત્યારે, ભક્ત અચરજ થાય ૨૦
પછી અંજળી ઉદકે ભરીને, ભક્ત કહે મુખ વાત,
સવાલાખ કીર્તન પ્રભુ તમો પૂરણ કરજો નાથ ૨૧
પછી મેહેતે કર્યો પ્રારંભ, પ્રેમે કીર્તન જાણ,
અભોકવાળે "નરસઇઆનો, સ્વામી" શારંગપાણ ૨૨
પ્રથમ કીર્તન લક્ષ્મીવર સાન્નિધ્ય બોલ્યા સોય,
મંદિરમા આકાશ માર્ગે, પુષ્પવૃષ્ટિ હોય ૨૩
પછી ધન્ય ધન્ય મેહેતો વદે, ઉલટ અંગ ન માય,
એમ અહરનિશ માહે સહી, હરિભક્તિમા દિન જાય ૨૪
પછે જેહ કુંવર થયો પૌઢો, પરણવા સુજાણ
ત્યારે પતિવ્રતા મેહેતા પ્રત્યે, મુખ વદે મધુરી વાણ ૨૫
સ્વામીજી એક દાસની કહે વાત ધરવી મન,
એક ચિંતા પ્રગટી મન વિષે, તે નિવારો હરિજન ૨૬
નિરખીએ પ્રભુ કુંવર પ્રૌઢો વરસ દ્વાદશ જેહ,

---

૨૦ શીશથુ—માથાથી ૨૨ અભોકવાળો-પદને અંતે કવિનુ નામ મૂક્યુ તે

આથ નાગર માહે રહી તે, કળ પડશે એહ. ૨૭
આધ ઘર આપણુ મોટુ, સદા કુળ પાવન,
પણ દ્રવ્ય જોતા આપણે, હરિનામ રૂપિયુ ધન ૨૮
મુણી વાણી વચન વળતા, વદે મેહેતા સાર,
કુવરની તુ રખે ચિંતા, ધરે મનમા નાર ૨૯
કુંવરનો વિવાહ થશે, આવશે લક્ષ્મીનાથ,
હવે સુન્જે ફરી મુખથી, રખે કહેતી વાત ૩૦

વલણ.

રખે કહેતી વાત રે, એકે ચિત્ત થઈ હરિ ભજો,
હરિદાસ કહે એમ ધ્યાઓ હરિને, કલ્પના મનની તજો ૩૧

## કડવુ ૯ મુ.

રાગ ધવળધનાશ્રી.

હરિ કહો હરિજન સહુ ભાવે. પ્રેમ ધરી નરનાર જી,
નરસઇ મેહેતાના કુવરનો વિવાહ, સભળાવુ સાર જી ૧
જગતીતળમા વાત પરવરી, ચાલી જ્યા હરિજન જી,
નરસઈ મેહેતો જુનાગઢમા, વિષ્ણુ ભક્ત પાવન જી ૨
કરે ઠઠોરી સહુ માહોમાહે, નાગરી નાત મોઝાર જી,
વર જોઇએ તો નરસઇઆ ઘેર, વરસ થયાછે બાર જી ૩
એમ કરતા એ તાન્જન સુગુણે, કરૂણા કીધી નાથ જી,
નરસઇ મેહેતાનો પુત્ર પરણ્યો, વિસ્તારી કહુ વાત જી ૪
વડનગર નાગર સહુ વસે, ત્યા સહુની ઉત્પત્ય જી,

---

૨૭ કળ પડશે—કુળ હલકુ ગણાશે
૨ જગતીતળમા-પૃથ્વીના પૃષ્ઠ ઉપર ૩ ઠઠોરી-મશ્કરી

મદન મેહેતો વજ્ર રાયનો, જ્ઞાતમા અધિપત્ય જી ૫
તેને ઘેર એક કન્યા સુંદર, વરગ સાતમા સાર જી,
કાન્ત કળા રસ પૂરણ ચાતુરી, તેજતણો ભંડાર જી ૬
એ સરખો વર જુનાગઢમા, છે તે રૂપનિધાન જી,
જોના મોકલીએ ત્યા તેને, જેને સામુદ્રિક જ્ઞાન જી ૭
પછી દીક્ષિત ગુરૂ તેડાવ્યા, શીઘ્ર પધાર્યા ઘેર જી,
આસન આપી પૂજા કીધી, સતોષ્યા બહુ પેર જી ૮
મદન મેહેતો કહે દીક્ષિતજી શીઘ્ર કરો એ કાજ જી,
આ કન્યા સરખો વર જોજો, વેગે કરી મહારાજ જી ૯
ચોપખે પૂરો સકળાગે, રેખા દશ શુભ જેને જી
વાટખરચ જે જોઇએ તે લ્યોને, વાહન દ્રવ્ય ત્યા તેને જી ૧૦
વાહન અશ્વ ને સેવક સોપ્યા, જુનાગઢમા જાય જી,
ત્યા વાસ નાગરનો સબળો, દીક્ષિત વેગે પળાય જી ૧૧
ગુરૂ પિતામા ભેદ ના ગણવો, ધર્મશાસ્ત્ર એમ બોલે જી,
વિદ્યા વેદ સમ્બળ ગુણ જોતા, અવર નહિ કો તોલે જી ૧૨
સામુદ્રિક લક્ષણ વર જોતા, તમને ચિત્ત ગોઠે જેવો જી
પછી વિધાત્રાએ ભાગ્યે લખ્યો છે આવી મળશે તેવો જી ૧૩
લેઈ આજ્ઞા દીક્ષિત ચાલ્યા, જુનેગઢ જઇ પોહોત્યા જી,
પરસ્પરે નાગરમા મળિયા, વર ઘર લક્ષણ જોતા જી ૧૪
આમત્રણ આવે અતિશે, બળ વિદ્યાવત કુળ જ્ઞાત જી,
દીક્ષિત ગુરૂ મદન મેહેતાના, સચરાચર વિખ્યાત જી ૧૫
વાત પરસ્પરે નગરે ચાલી, શુ આવ્યા છે આજ જી,
વજ્રની પુત્રીને અર્થે, વર જોવાને કાજ જી ૧૬

---

૧૦ રેખા–સામુદ્રિક શાસ્ત્રમા કહેલી હાથ પગ વગેરેની

જેતણે ઘેર વર મૈઢો તે, દીક્ષિત પાસે આવે જી,
વિનય કરી ભોજનને તેડે, મિનમાન જણાવે જી ૧૭
એકેકથી અધિયાતા વર વર પરસ્પરે વિખાણે જી,
સામુદ્રિક સકળાગે જોતા, દીક્ષિત મન નવ આણે જી. ૧૮
નાગર નાત કેની લાજ ના ગણે, બોલે શુભ વચન જી,
એ કેવા દીક્ષિતને પૂછે, કો વર ના આવે મન જી. ૧૯
વજીર સાથે હોય સમોવડ, વર ઘર સરખી જોડ જી,
તેવો વર નરસઈ મેહેતાને, પગે અધઘો કોડ જી ૨૦
સુણી વચન શીઘ્રે દીક્ષિતજી, ઊઠ્યા તેણી વાર જી,
નરસઈ મેહેતાને ઘેર આવ્યા, વાણનેડ્યા નિરધાર જી ૨૧
ભક્તરાજ આસનથી ઊઠ્યા દીધા બહુ પેર માન જી,
કુગ મંદિર પાવન મુને કીધો બેઠા જન ભગવાન જી ૨૨
આજ કૃતારથ કીધા દીક્ષિતજી, પધાર્યા અમ ઘેર જી,
કાજ કહો અમ સેવક સરખા, વિનય કરી બહુ પેર જી. ૨૩
દીક્ષિત કહે તમ જેહ પુત્રને, જોવાતાણી ઇચ્છાય જી,
નરસઇ મેહેતે શામ્રે તડાવ્યો, ઉલટ અંગ ના માય જી. ૨૪
સુંદરવર સકળાગે વિચક્ષણ, સામુદ્રિક શોભે દેહ જી,
દીક્ષિતજી વર જોતા હરખ્યા, વદે વચન મુખ તેહ જી ૨૫
નરસઇ મેહેતા તમ કુળ પાવન, નાગરી નાત મોઝાર જી,
નિર્ધન છો પણ હરિ સાથે સ્નેહ, તૃણવત સહુ સંસાર જી ૨૬

વલણ

તૃણવત્ સહુ સંસાર ભક્તને, એમો મન એવું લહ્યું,

---

૧૯ એ કેવા—નાગર દીક્ષિતને પૂછે કે એ (વર) કેવા ? તો તેમન મનમાં કોઇ વર રૂચે નહિ.

હરિદાસ કહે હને સાંભળો, હુ તે કથા માંડી કહુ. ૨૭

## કડવું ૧૦ મું.

### રાગ ગોડી.

દીક્ષિતજી મુખથી ઓચરે, નરસઇ મેહેતો શ્રવણે ધરે;
દીક્ષિત કહે મેહેતાજી સુણો, વિષ્ણુભક્તનો મહિમા ઘણો ૧
વેદ શાસ્ત્ર ભાગવત હુ લહુ, તેમા તત્વ કથા તે કહુ,
ધર્મશાસ્ત્ર મુખ બોલે એહ, વિષ્ણુભક્તની નિર્મળ દેહ. ૨
વિષ્ણુભક્તમા વસે હરિ, વેદવચન સિદ્ધાતે કરી;
વિષ્ણુ ભક્તની સગત કરે, તે ચોરાશીમા નવ ફરે ૩
વિષ્ણુભક્તની દ્રષ્ટે પડે, તેને જમકિકર નવ નડે;
વિષ્ણુભક્ત પર આણે દયા, તે ઘર લક્ષ્મીવરની મયા ૪
વિષ્ણુભક્ત પર કરૂણા દ્રષ્ટ, તેને જન્મ માહે નવ કષ્ટ;
વિષ્ણુભક્ત પૂજે દૃઢ કરી, તે પૂજા પોહોચી શ્રીહરિ. ૫
વિષ્ણુભક્તની સગે રહે, તેને શ્રીહરિ મારો કહે,
વિષ્ણુભક્ત માહે નહિ ભેદ, બ્રહ્મા વદે ચતુર્મુખ વેદ ૬
વિષ્ણુભક્ત વાણી મહિમાય, મહાપાપી જન પાવન થાય,
વિષ્ણુભક્ત પર દ્વેષી ખડ, તેને જન્મોજન્મ જમ દડ ૭
જેને શ્રીહરિ કરૂણા હશે, વિષ્ણુભક્તનો વાહાલો થશે,
દૃઢ વિશ્વાસ હ્રદમા ધરો, વિષ્ણુભક્તની સગત કરો. ૮
મેહેતાજીને દીક્ષિતજી કહે, વિષ્ણુભક્તનો મહિમા લહે;
મેહેતાજી તમો પરમ પવિત્ર, સદા શ્રીહરિ સરખા મિત્ર ૯
સદાશિવે તમ કરૂણા કરી, તો પદવી પામ્યા શ્રીહરિ,
હવે અમને પાવન કરો, કહુ વચન તે શ્રવણે ધરો. ૧૦

---

૪ મયા–કૃપા.

જેહુ પુત્ર તમારો જેહ, વડનગર પરણાવો તેહ;
મેહતા મદનતણી કુંવરી, કન્યા રત્ન પરમ સુંદરી. ૧૧
વજીર મહારાજાનો જેહ, જ્ઞાતિમાં અધિકારી તેહ;
તેની પુત્રી તમ સુત વરે, એવું દીક્ષિતજી ઉચ્ચરે. ૧૨
એવું કહી દીક્ષિતજી રહ્યા, મેહેતો ગદગદ કંઠે થયા;
હૃદયા માંહે વિચારે ઘણું, પાળ્યું વચન પ્રભુ રૂક્મિણીતણું.૧૩
ઘેર બેઠાં વિવાહની વાત, હા ભણુ હરિ તમારે હાથ;
એવું વિચારી મેહેતો વદે, દીક્ષિતજી સાંભળિયે હૃદે. ૧૪
હા ભણતાં જીવ્હા ખચાય, અમો રંક ને તે છે રાય;
વિચારોની હૃદયા સાથ, કયમ નિપજશે આગળ કાજ. ૧૫
બાકી મુજને ચિંતા નથી, મારે માથે કમળાપતિ;
જેની આશા સદા હું કરૂં, અવર વાત અંતર નવ ધરૂં. ૧૬
ઘેર બેઠાં આવે કન્યાય, જો સન્મુખ મારે જદુરાય;
તો કાં ના કહીએ મુખ આજ, તમો વિચારી કરજો કાજ. ૧૭
લીધુ શ્રીફળ પાછું નવ થાય, ફોક કર્યે સરવ મહિમા જાય;
પણ છે ઇશ્વરી ઇચ્છા એહ, સત્ય કહું નીપજે રે તેહ. ૧૮
એવું કહી મેહેતોજી રહે, ફેર વચન દીક્ષિતજી કહે;
અમો શ્રીફળ આપ્યું આજ, થાય શીઘ્ર એ કરવુ કાજ. ૧૯
હા ભણી મેહેતોજી હસે, પનોતું પગરણ એમ થશે;
દીક્ષિત મુહૂર્ત્ત વિચારી જોય, આજ શ્રીફળ આપે શુભ હોય.૨૦
મેહેતો મન પામ્યો આનંદ, કરે કારજ એ શ્રીગોવિંદ;
કુટુમ્બ જ્ઞાતમાં તેડાં કીધ, આદરમાન બહુ પેર દીધ. ૨૧
પાન સોપારી શ્રીફળ સાર, શોધ્યાં તેલ સુગંધ અપાર;
ચુઆ ચંદન ચરચ્યો સાથ, શુદ્ધ શ્રીફળ લેઇ મૂક્યું હાથ ૨૨
સ્વજન કુટુમ્બ ગજ્યાં મુખ થાય, મળી માનની મંગળ ગાય;

વેદવચન બ્રાહ્મણ ઓચરે, મેહેતા શ્રીહરિ કીર્તન કરે. ૨૩
હાસ્ય વચન બોલે નર જેહ, રહ્યા વદન વણસાડી તેહ;
પછી દીક્ષિતજી આજ્ઞા કરે, મેહેતો વસ્ત્ર આછાદન ધરે. ૨૪
નરસઇ મેહેતો આજ્ઞા કરે, દીક્ષિતજી પથ વિષે સાચરે;
વડનગર પોહોત્યા તેણી વાર, આવ્યા મદન મેહેતાને દ્વાર. ૨૫
વજીર પ્રત્યે દીક્ષિતજી વદે, આણ્યો હરખ તે સાંભળો હૃદે;
મળ્યો વિવાહ કન્યાતણો, અર્થ કર્યો પ્રભુએ આપણો ૨૬
વર સામુદ્રિક જોતા સાર, કૃપા કરી શ્રીદેવમોરાર,
વાત કરે મન અતિ ઉલ્લાસ, બેઉ કર જોડી કહે હરિદાસ ૨૭

## કડવું ૧૧ મું.

### રાગ પરજીઓ.

દીક્ષિતજી ઘેર આવિયા ને, કરૂણા કીધી નાથ રે;
મદન મેહેતો વજીર રાયનો, પૂછે માંડી વાત રે. ૧
કોણ વર ઘર નામ તેનું, કહો મુજને નિરધાર રે;
દીક્ષિતજીની પાસે આવી, મળ્યો કુટુંબ પરિવાર રે. ૨
દીક્ષિતજી કહે મેહેતાજી સુણજો, જોયો વર વિખ્યાત રે;
તેતણો મહિમા કહુ તે, સાંભળજો સહુ સાથ રે. ૩
વર મહામનોહર પરમ સુંદર, સામુદ્રિક એંધાણ રે;
ચોપખે પૂરો પરમ કુશળ, શુભ ભક્ત શારંગપાણ રે. ૪
કુટુંબ સરવે પરમ સુંદર, તેજતણો અંબાર રે,
વદન જોતા નામ લેતા, છૂટે ભવસંસાર રે. ૫
જુનાગઢમા રહે વાસો, નરસંઇ મેહેતો નામ રે;
તેતણો વર વરશે આવશે, પરમ સુંદર ધામ રે. ૬

---

૨૪ વદન વણસાડી—મોઢું બગાડીને.

વચન સુણતા મદન મહેતો, હવો ક્રોધાક્રાન્ત રે,
હણે જીવ્હા દતશુ જાણે, હવુ મહાકલ્પાત રે ૭
વદે ઘરણી રહી ઘરમાથી, સુણી દીક્ષિતની વાત રે,
નરસઇ મેહેતો નિર્ધન શોધ્યો, કર્યો મહાઉત્પાત રે ૮
ગકને ઉત્તમ રાય નૈ'ાશે, રત્ન કોડી માય રે,
કુટુમ્બ સર્વે મળી બેઠુ, ધરે મન ઉચાય રે ૯
મેહેતી વડ્ડર પ્રત્યે એમ બોલ્યા, મે દેહ કરવો તાજ રે,
નરસઇઆ ઘેર કન્યા મારી, ઉત્તમ ખમુ મહારાજ રે ૧૦
જે તાલ કૂટીને ભરે ઉદર, સદા તે નિર્ધન રે,
જ્ઞાતમા ઉપમા ના પામુ, કેમ ઠરે મુજ મન રે ૧૧
સ્વામી સાચુ કહુ તમને, અપકીર્ત્તિ સસાર રે,
ફોક કરવા દીક્ષિતને, મોકલો બીજી વાર રે ૧૨
નીઠીઓ નથી પડ્યો વરનો, આજ નાગરી નાત રે,
ફોક કરતા લાજ જશે, તો તે ખમશુ નાથ રે ૧૩
દીક્ષિત કહે શુ બડબડો, નવ લહો તેની પેર રે,
નરસઇઓ પૈકુઠ જઇને, ફરી આવ્યો છે ઘેર રે ૧૪
અમો જઇને શ્રીફળ આપ્યુ, નાત બેઠી જાણ રે,
નામ લેશો ફોકનુ તો, તજીશ મારા પ્રાણ રે ૧૫
નરસઈ મેહેતો ભક્ત હરિનો, સદા પાવન તેહ રે,
પ્ર હ્મદકને સ્વપ્ને ના આવે, તે સાથે બહુ સ્નેહ રે ૧૬
તેનુ મન એક નિર્મૈ, સહાયે શ્રીજદુરાય રે,

---

૭ ક્રોધાક્રાત-ક્રોધ-વ્યાપ્ત હણે ધ૦-દતથી જીભ હણે અર્થાત્ કરડે
૧૩ નીઠીઓ નથી પડ્યો-વર માઈ નીઠી ગયા નથી !—તેમનો ગાઇ કાળ પડ્યો નથી

ક્ષણભંગુર કાયા છે અસ્થિર, દેખતાં ધન જાય રે. ૧૭
એવું સુખ સંસારનું, મધ્યાન છાયા જાણ રે;
એવું મન જાણી મેહેતો, વદે શારંગપાણ રે. ૧૮
વચન એવું સાંભળીને, વજીર બોલ્યા મુખ રે;
થનારૂ એ થઈ રહ્યું, શોક કરવું દુઃખ રે. ૧૯
શીખામણ દીધી ઘણી ને, વાર્યો સરવે સાથ રે;
વિધાત્રાએ જેહ નિરમ્યુ, તે થવું સાક્ષાત રે. ૨૦
મદન મેહેતે ધીરજ રાખી, વિચાર્યું મન સાથ રે;
હરિભક્તની પૂજા કરીશુ, તે પૂજા વૈકુંઠ નાથ રે. ૨૧
કુટુંબ સર્વે પ્રીછવ્યું ને, પ્રીછવી ઘરનાર રે;
દીક્ષિતજી હવે શીઘ્ર થઇને, લગ્ન લ્યો નિરધાર રે. ૨૨
દીક્ષિતજી સંતોખીને, સઘળા દીધાં માન રે;
લગ્નનો નિશ્ચે કરીને, તેડાવો વર જાન રે. ૨૩

ઉથલો.

તેડાવો વર જાન દીક્ષિત, શીઘ્ર થઇ ચિંતા તજો;
હરિદાસ કહે તો તર્યા ભવજળ, જો ભાવ સાથે હરિ ભજો. ૨૪

## કડવું ૧૨ મું.

રાગ વેરાડી.

વડનગરમાં પરસ્પર એમ થાયે રે,
વિવાહ એ રે ભયો વજીર કન્યાતણો રે;
જુનેગઢ નરસઈ મેહેતો તેતણો વર જેહ રે,
કાંઇ તે રે નરસઈ મેહેતા ઘેર આવશે રે. ૧

---

૨૨ પ્રીછવ્યું—સમજાવ્યું—જ્ઞાત કર્યું

વલણ.

આવશે ઘર તે વર એ, લખતના રે સન્જોગ,
પણ જોવા સરખો થશે વિવાહ, એમ વદે નગરી લોક ૨
પછી દીક્ષિત પ્રત્યે વદે મુખથી, મદન મેહેતો જાણ,
સ્વામી લગ્નનો નિશ્ચે કરો, ને જુઓ જોષ પ્રમાણ. ૩
પછી દીક્ષિતજીએ લગ્ન જોયુ, જોષ વેદ વિચાર,
મદન મેહેતે લખી ત્યા, કંકોતરી નિરધાર ૪
સ્વસ્તિશ્રી ગઢ પુરાતન નગરી, નાગરમા શ્રીવત,
નરસઈ મેહેતો પરમપાવન, ભક્ત શ્રીભગવત ૫
પૂજ્યારાધન પ્રભુ કુળવત, પરમ તેજ પવિત્ર,
દાતા પિતા શુભ શાન્તગુણ, શ્રીહરિ સરખા મિત્ર ૬
કુળવિદ્યા વિચક્ષણ સ્વામી, ઉપમા જોગ અપાર,
જ્ઞાત નાગર માહે શ્રીહરિ ભક્તનો અધિકાર ૭
આનદસાગર અ ગ ઉલટ, પરમ વદન પ્રસન્ન,
સદા રચના ધર્મ ચરચા, રસિક હરિકીર્તન ૮
અવતાર સાર્થક તેનો, જેને સદા તમ દર્શન,
અમો દાસ છુ હરિદાસના, વિનતિ ધરજો મન ૯
વડનગરથી લખિતગ સેવક, મદન મેહેતો જાણ,
વજ્જર કહાવે રાયનો, તેકેરો દંડ પ્રણામ ૧૦
અમ સુતાને તમ કુવર વરના, થયુ કુળ પાવન,
હવે શીઘ્ર થઈ બહુ જાન સાથે, પધારો હરિજન ૧૧
વૈશાખ સુદી પચમી પાવન, જોગ શુભ ગુરૂવાર,

૨ લખત ( લિખિત )—વિધાતાએ લખેલ ૫ પુરાતન નગરી—જુનાગઢ ૬ દાતા પિતા દાતાના પિતા—મોગ દાતા
૫

તે દિવસ ઉપર પધારો, શુભ લગ્ન કર્યા નિરધાર ૧૨
એમ લગ્નપત્રી લખીને, મોકલ્યો બ્રાહ્મણ એક,
મુખવચને કહેજો મેહેતાને, પ્રણીપત કરી વિવેક ૧૩
વિપ્ર વેગે સચર્યો, તે શ્રીનગરની માય,
જુનાગઢમા જઈ પોહોચ્યો તે, ભક્ત પ્રભુને જ્યાય ૧૪
ક કે તરી લેઈ શીઘ્ર આપી, નરસઈ મેહેતા હાથ,
હરિભક્ત તે વાચી કરીને, થયો મન રળિયાત ૧૫
પછી સ્વાગતા કરી અતિ ઘણી વિપ્રની તેણી વાર,
ભક્ત ભોજન દાન દક્ષણા, સ તોખ્યા નિરધાર ૧૬
વિપ્ર વેગે વળ્યો કરી, પ્રણીપત બહુ પેર,
વડનગર પોહોચ્યો જઇ, આવ્યો મદન મેહેતા ઘેર ૧૭
વાર્તા સહુ માડી કહી, વર ઘર અનુપમ સોય,
નિર્ધન છે પણ તે સમોવડ, તેજવત ન કોય ૧૮
વાત કરેતા કુટુબ સર્વે ઉલટ અગ અપાર,
પછી કારજ વ્હેવાર સામગ્રી, પૂછે થાયે પરિવાર ૧૯

ઉથલો

પરિવાર સર્વે પનોતો કરે સામગ્રી બહુ રે,
હરિદાસ કહે તે કથા ઉત્તમ સાભળો માડી કહુ રે ૨૦

કડવુ ૧૩ મુ

રાગ રાગશ્રી

શ્રીહરિજન હઇડે હરખ ના માય જી,
નરસઈ મેહેતાને કરૂણા થાય જી ૧
તેના કુવરનો મ્હુ વિવાય જી,
દેહના દુષ્કૃત દૂર પળાયજી ૨

૧૬ સ્વાગતા—આદરમાન

વલણ.

જાય દુર્મતિ દેહની, અતિ અંગ નિર્મળ થાય;
મન સ્થિર કરી શ્રોતા સુણો, વિષ્ણુભક્ત રસ વિવાય. ૩
નરસંઇ મેહેતો ભક્ત ભાવે, ભજે શારંગપાણ;
પતિવ્રતા ઘેર પદ્મની, મુખવદે મધુરી વાણ. ૪
પ્રણીપત કરીને વિનવ્યા, નરસંઇ મેહેતો જેહ;
સ્વામી લગ્ન દહાડા ઢુંકડા, તમ નથી ચિંતા તેહ. ૫
સ્વામીજી સન્મુખ જુઓ, મન વિચારો મહારાજ;
સામગ્રી ઘરમાં નથી, ઘેર પુત્ર પગરણ કાજ. ૬
કુટુંબ સ્વજન જ્ઞાત તેડાં, જાનની શી પેર;
નથી ચિંતા મન વિષે, શું રહ્યા બેશી ઘેર. ૭
નરસંઈ મેહેતો વદે મુખથી, સુંદરી સાંભળ વાત;
મુજ જાન વિવાહતણું કારજ, કરે વૈકુંઠનાથ. ૮
પ્રથમ જાવું દ્વારકા, તેડવા લક્ષ્મી જોડ;
ભક્ત કારજ કરે પોતે, સદા શ્રીરણછોડ. ૯
પતિવ્રતા મુખ વદે વળતી, સુણો સ્વામી વાત;
કારજ કૃષ્ણે કર્યાં કોનાં, કહો મુજ વિખ્યાત. ૧૦
સુણી વાયક વદે મેહેતો, કૃપાનિધિ અવિનાશ;
વિષતણે સ્થાનક કરી વિષિયા, ઉગાર્યો ચંદ્રહાસ. ૧૧
દુર્વાસાના શાપથી, અંબરીષ રાખ્યો ભૂપ;
અવતાર દશ વસુધા ધર્યા, એવો ભક્તવત્સલ ભૂપ. ૧૨
અપરમાતાએ તરછોડ્યો, હતો નાનું બાળ;
વન માંહે પ્રગટ્યા અવિચળપદ, કર્યો શ્રીગોપાળ. ૧૩

---

૧૩ અપરમાતા—બીજી મા—ઓરમણ મા. તરછોડ્યો—(ધ્રુવને).

ભક્ત રક્ષા કારજ નાથે, સ્થળ પૂર્યો વાસ,
હિરણ્યકશિપુ વિડારિયો, પ્રહ્લાદ રાખ્યો દાસ ૧૪
દ્રૌપદીની લાજ રાખી, સભામા જદુવીર,
નવસે નવાણુ પૂરિયા, અંતરિક્ષમાર્ગે ચીર ૧૫
પાચ પાડવતણી રક્ષા, કરી શ્રીજગદીશ,
કારજ આવ્યે દાસનું, પ્રભુ લેઈ ચઢાવે શીશ ૧૬
તેમાટે સુણ માનુનિ, મુને સદા વલ્લભ નાથ,
પ્રથમ નેહ કૃષ્ણ રૂક્મિણી, પછી વિવાહ વાત ૧૭
એવુ કહીને વસ્ત્ર પેહેર્યા, ઉલટ અંગ ન માય,
લક્ષ્મીવરને નમી મેહેતો, મારગ તત્પર થાય ૧૮
દ્વારકામા સંચર્યા, અતિ હરખ ધરતા મન,
આજ કરૂણા કરી મુજને, મળ્યા જગજીવન ૧૯
અનેક ભક્તને કરી કરૂણા, દીનાનાથ દયાળ,
દીન જાણી દયા આણી, કરો મુજ સંભાળ ૨૦
નરસઇ મેહેતો પરવરે, મન કૃષ્ણ મળવા કોડ,
એક પોહોરમા ધ્વજા ઝળકી, શિખર શ્રીરણછોડ ૨૧
રત્નાગરની ગર્જના અતિ, શબ્દ સબળો થાય,
ગોમતીજી હવા દ્રષ્ટે, ઉલટ અંગ ન માય ૨૨
સમીપ આવી સ્નાન કીધા, સર્યા સેવક કાજ,
જન્મ સાર્થક આજ મારો,' કર્યો શ્રીમહારાજ ૨૩
ગોમતી મજ્જન અખિન પાવન, વસે શ્રીજદુવીર,
સ્નાનજળ ફળ સુણો શ્રોતા, થયો ચક્રી શરીર. ૨૪

---

૨૪ મજ્જન—સ્નાન અખિન—સમગ્ર ચક્રી—ચક્ર ધારણ કરનારે જે ગોમતી જળમા સ્નાન કરે તે વિષ્ણુના જેવો ચક્ર ધારણ કરનારો થાય

ઉથલો.

થયો ચક્રી શરીર તે જળ, સુણો શ્રોતા ચિત્ત ધરી;
હરિદાસ કહે સહુ હરિ બોલો, તે કથા કહુ વિસ્તરી. ૨૫

## કડવું ૧૪ મું.

રાગ ધનાશ્રી.

નરસઇ મેહેતા હરખે ઘણું રે, શ્રીહરિ મળવા કોડ;
પછી શીઘ્ર થઇને સંચર્યા રે, જ્યાં છે શ્રીરણછોડ. ૧
પ્રભુએ મન વિમાશિયુ રે, આવે ભક્ત મારો આજ;
શીઘ્ર સન્મુખ સંચર્યા રે, સ્વામી ત્રિભોવન રાજ. ૨

વલણ.

મહારાજ પોતે શીઘ્ર સામા, સચર્યા તેણી વાર;
એવે સેવક હવો દૃષ્ટે, નરસંઇઓ તેણી વાર. ૩
દંડવત્ કરતો જઇ મળ્યો, શ્રીહરિચરણે દાસ;
તત્કાળ કર ગ્રહી ઊઠાડ્યો, હૃદયા ધરી અવિનાશ. ૪
મહારાજે એક મુહૂર્ત્ત સુધી, રાખ્યો હૃદયા સાથ;
પુનરપિ ચરણે ભક્ત લાગ્યો, ધરી મસ્તક હાથ. ૫
પછી પ્રેમ આણી ગૃહ્યો પાણિ, નરસંઇઆનો ત્યાંય;
મંદિરમા તેડીગયા, રૂક્મિણી હતાં જ્યાંય. ૬
મહારાજની ઘરનાર જે, પટરાણી રૂક્મિણી નામ;
ત્યાં નરસઇએ દેખતાં, જઈ કર્યો દંડપ્રણામ. ૭
સાષ્ટાગવત પ્રણમ્યા તદા, જઇ ચરણે નામ્યુ શીશ;
આશિષ દીધી ભક્તને, તમ કૃપા શ્રીજગદીશ. ૮
પછે સિંહાસન મણિ રત્ન હીરા, જડિત માંડયાં જોડ;

---

૫ પુનરપિ-ફરીને.

એક આસન ભકતને, એકે વિરાજે રણછોડ. ૯
કહો મેહેતા ક્ષેમછો ત્યાં, સખા સુત પરિવાર,
કારજ કહેવુ અમ સરખુ, વદે જગદાધાર. ૧૦
ત્યારે નરસઇ મેહેતો કહે પ્રભુ, ત્રિલોક તારે હાથ, .
હું દીન દુર્બળ ક્યમ લહું, ઘર ક્ષેમતા શુભ વાત. ૧૧
પણ દયા તારી જ્યાં હશે, ત્યાં થશે શુભ કલ્યાણ;
હવે વિનતિ છે દાસની, તે સુણો શારગપાણ. ૧૨
તમ દાસને ઘેર કામ પ્રગટ્યું, પુત્રનો વિવાય;
તે તમો પાખે નથી થાવુ, સાંભળો જદુરાય. ૧૩
શ્રીલક્ષ્મીજીએ મુજને કહ્યુ, શ્રીમુખે શ્રીમહારાજ;
જે પુત્ર પગરણ આવશું, તે દિવસ આવ્યો આજ. ૧૪
વાત કરતાં વિલંબ થાયે, ઢુકડો વિવાય;
એક માસમાં દિન સાત વીત્યા, સુણો શ્રીજદુરાય. ૧૫
વિના તેડયે નથી જાવુ, પ્રતિજ્ઞા મુજ એહ;
ના કહો જો નાથજી તો, તજુ મારો દેહ ૧૬
એવું કહીને નમ્યો ચરણે, કંઠે ગંદ ગદ થાય;
તે સમે રૂક્મિણી પ્રત્યે, વદે શ્રીજદુરાય. ૧૭
સુંદરી સત્ય બોલજો, શી સુઝ આપો આપ;
ભક્તવત્સલ બિર્દ તો જો, કરો સેવક કાજ. ૧૮
દધિસુતા વાણી વદે, સાભળો મારા નાથ;
અર્જુનતણો રથ ખેડતાં, મુજને ન પૂછી વાત. ૧૯
ત્રિલોચન ઘેર વહી કાવડ, ઉદકની પરમાણ;
ત્યારે મુજને શે ન પૂછ્યું, સુણો શારગપાણ. ૨૦

---

૧૮ સુઝ–મતિ–અભિપ્રાય. ૧૯ દધિસુતા–લક્ષ્મી અર્થાત્ રૂક્મિણી

પાંચ પાંડવતણાં કારજ, કર્યાં ઠામે ઠામ;
રાજસૂયમાં દાસની પેરે, કર્યાં ઘરનાં કામ. ૨૧
બાળપણમાં ગોપ ગોકુળ, ઉગાર્યો વ્રિજ સાથ;
ગોવર્દ્ધન કયમ કર ધર્યો, કયમ ગ્રહ્યો કાળિ હાથ. ૨૨
ના પોહોચે પરાક્રમ કો, બ્રહ્મા ન પામે પાર;
મુજ દાસની કયમ આશ પૂરી, ત્યમ કરવી સાર. ૨૩
એ નરસંઇઓ ભક્ત જો પ્રભુ, કર્યો આપ સમાન;
તેમાટે પ્રભુ શીઘ્ર થાવું, સુણો શ્રીભગવાન. ૨૪
એવું કહી રૂક્મિણી રહ્યાં, પછી વદે શ્રીજદુરાય;
અરે નરસઇઆ આવશુ, તુજ પુત્રને વિવાય. ૨૫

ઉથલો.

આવશુ વિવા'એ તુજ ઘેર, વાત એ નિશ્ચે કરી;
હરિદાસ કહે તમો શ્રોતાજન સહુ, ભક્તભાવે કહો હરિ. ૨૬

## કડવું ૧૫ મું.

રાગ કેદારો ગોડી.

નરસંઇઆને કરૂણા કીધી, દીનાનાથ દયાળ;
સેવકનાં સકષ્ટ નિવારણ, ભક્તવચ્છલ ભૂપાળ. ૧
હા ભણી હરિ વેહેલા જાવુ, હઇડે હરખ્યો દાસ;
આરોગવા ઊઠયા જદુનંદન, શીઘ્ર શ્રીઅવિનાશ. ૨
શોધ્યાં તેલ સુગંધી લાવ્યા, સેવક તેણી વાર,
મર્દન કીધાં મોહનજીએ, જીવન જગદાધાર. ૩
નરસઇઆને હેતે થઇ હરિ, ઊઠાડે ઉલ્લાસ;
ઊઠો ભકત ઇચ્છા મુજ મનમાં, ભોજન કીજે પાસ. ૪

---

૩ શોધ્યાં-સ્વચ્છ કરેલા.

ત્યારે ગદગદ કંઠે હવો નરસઈઓ, બોલે મધુરી વાણ;
મુજ દીન ઉપર બહુ કરૂણા કીધી, સમર્થ શારંગપાણ. ૫
મહાપ્રસાદ મહારાજ તમારો, ઇચ્છે બ્રહ્મા ઈશ;
સ્વપ્ન વિષે સુખ નહિ સુર મુનિને, તે મુજને જગદીશ. ૬
એવું કહી આસનથી ઊઠયો, ભોજન કરવા દાસ;
કનકકચોલે તેલ સુગંધી, સેવક ઊભા પાસ. ૭
મેહેતાજીએ મજ્જન કીધાં, ઉષ્ણોદક શુભ સ્નાન;
કનકપાવડી ચરણે મેલી, પીતામ્બર પરિધાન. ૮
કરી અરચન મંદિરમાં આવ્યા, સાથે શ્રીરણછોડ;
રત્નજડિત આસન ત્યાં માંડયાં, સરખા શોભે જોડ. ૯
કેસર ચંદન ને કસ્તુરી, સુગંધ લેપ તે થાય;
ગોપીચંદન તિલક ધર્યાં ને, ઉલટ અંગ ના માય. ૧૦
કનકથાળ કચોલાં મેલ્યાં, નાનાવિધ પકવાન;
શાક પાક પંચામૃત ભોજન, આરોગ્યા ભગવાન. ૧૧
મહાપ્રસાદ આપ્યો હરિ હાથે, કરૂણા કીધી નાથ;
ભકત માહે પ્રભુ ભેદ ન જાણે, વેદ પુરાણે વાત. ૧૨
પટરાણી પીરસે અતિ પ્રીતે, શ્રીલક્ષ્મીજી નામ;
નરસઈઓ હ્રદયામાં હરખ્યો, મોટું ભાગ્ય નિધાન. ૧૩
આરોગી શુભ આચમન કીધાં, ઊઠ્યા શ્રીઅવિનાશ;
રત્નજડિત આસન હરિ બેઠા, પાસે તેડયો દાસ ૧૪
બીડી બરાસ તંબોળ મનોહર, આપી શ્રીહરિ હાથ;
પૂગીફળમાં લવિંગ એલચી, આરોગે જદુનાથ ૧૫
નરસઈઓ તંબોળ આરોગે, હઇડે હરખ ન માય,
કૃષ્ણાગર ઉવેખી મેલ્યા, સુગંધ વિજણે વાય ૧૬

---

૮ પરિધાન-( વસ્ત્ર ) પેહેરવું-ધારણ કરવું ૧૫ પૂગીફળ—સોપારી

કર જોડી નરસઈ મેહેતા કહે, પરમ કૃપા મુજ આજ;
લગ્નદિવસ ગત થાય માસમાં, શીઘ્ર થાવુ મહારાજ. ૧૭
એમ કરી કૃપાનિધિ બોલ્યા, સુણ નરસઇઆ આજ,
અમો પહેલા તમો શીઘ્ર પધારો, કરવા મંદિર કાજ. ૧૮
જાન માન મંડપ ઘેર રચના, કરજો જ્ઞાત વેહેવાર;
સામગ્રી સર્વે કરવા સાથે, આપ્યા સેવક ચાર. ૧૯
ચારતણાં અભિધાન સાંભળો, પરાક્રમવતા જેહ;
સકળ કળા ગુણ રૂપ વિચક્ષણ, શ્રીહરિ તેડ્યા તેહ. ૨૦
એક ઇચ્છા ભોજનનો દાતા, બીજો હેમદત્ત જાણ;
ત્રીજો વસ્ત્રઅમૂલક આપે, [ અને ] ચોથો વાહન પ્રમાણ ૨૧
બીજી વસ્તુ એવી બહુ પ્રગટે, જોઇએ જ્યા અનેક;
શ્રીહરિએ શીખામણ દીધી, કરજો પરમ વિવેક ૨૨
કહે નરસંઇઓ કરૂણાનિધિને, સુણીએ મારી વાત;
આ શોભા હવે તો વાધે, જો આવે લક્ષ્મીનાથ. ૨૩
વદે પુરૂષોત્તમ જાન સમે તુ, કરજે મારૂ સ્મરણ;
લક્ષ્મી સહિત તુજ સાથે આવુ, બોલ્યા અશરણશરણ ૨૪
વદે નરસઇઓ ચરણે નમીને, પ્રતિજ્ઞા મુજ એહ;
જાન સમે મારો નાથ ના દેખુ, તો તજવો મેં દેહ ૨૫
ગ્રહ્યુ વચન શ્રીલક્ષ્મીજીનુ, ગ્રહ્યુ વચન જદુરાય;
નમી નમે સેવક સાષ્ટાગત, ગદ ગદ કંઠે થાય ૨૬

ઉથલો.

ગદ ગદ કંઠે થયો રે, એમ આલિંગન દીધુ હરિ,
હરિદાસ કહે બહુ ધીરજ દઇને, સેવકને આજ્ઞા કરી ૨૭

## કડવું ૧૬ મું.

### રાગ રામગ્રી.

હરિજન હઇડે હરખ અપાર જી, સેવક સોંપ્યા પ્રભુજીએ ચાર જી;
આજ્ઞા કીધી દેવમોરાર જી, કુશળ પધારો નગર મોઝાર જી. ૧

વલણ.

પધારો પ્રભુજી વદે, લઇ તમો સેવક આજ,
વળી વેગે કહાવજો કાંઈ, અમ સરખુ કાજ. ૨
રથ એક સુદર સજ કરાવ્યો, વેગે લાવ્યો દાસ;
મેહેતાજી ચરણે નમી કહે, ધન્ય શ્રીઅવિનાશ. ૩
પ્રણામ કીધો પ્રેમશુ, રથ ચલાવ્યો તેણી વાર;
જુનેગઢ પોહોચી ગયા, એક પોહોરમાં નિરધાર. ૪
હરિકૃપાથી હરખ સાથે, આવ્યા મંદિર માય,
સારથીને સતોખી રથ, શીઘ્ર વળાવ્યો ત્યાય. ૫
હવે સેવક ચાર છે જે, પ્રભુતણા નિરધાર,
તેને મદિર આપ્યુ ઉતરવા, મેહેતાજીએ એક સાર. ૬
તે કારજ ઘરના કરે, મડપ રચના થાય;
સામગ્રી વિવાહતણી તે, વિવિધ પેરની થાય ૭
પકવાન નાના વિધતણા, કહેતા ન આવે પાર,
ખાજા ઘેબર જલેબી અને, શેવ કળી કસાર. ૮
સ્વજન જ્ઞાત સર્વે મળી કરે, વાત અન્યો અન્ય,
હતો નિર્ધન આજ સુધી, પૂર્વેનુ પ્રગટ્યું પુણ્ય. ૯
ભાઇ સદા સેવ કૃષ્ણનો, તેને શાની ન્યૂન,
મૂરખ મન લેહેતા નથી, જેના હૃદયો છે શૂન્ય ૧૦
શેઠ મહા છે શીર જેને, ત્રિભોવનનો નાથ.

સમે અવસર શીઘ્ર આવી, ધરે મસ્તક હાથ. ૧૧
રચી રચના મંડપકેરી, વિવિધ ચિત્રામણ;
સ્વજન સુત પરિવારને ત્યાં, વિવિધ વસ્ત્ર આભરણ. ૧૨
ચંદ્રવા વિરાજતા ચોગમા, અતિ મહામનોહર ત્યાંય;
ગલીચા જાજમ તકિયા, ભજે મંડપ માંય. ૧૩
સુગંધના છંટકાવ કીધા, છડી કુમકુમ દ્વાર;
તોરણ ટોડે ઝળકે મંદિર, તેજનો અંબાર. ૧૪
વાજીત્ર દ્વારે ગર્જના, અને ઉલટ અંગ ન માય;
મળી મંડપ માનુનિ, સૌભાગ્ય મંગળ ગાય. ૧૫
મિષ્ટાન્ન ભોજન સહુ કરે, ઘેર સ્વજન સુત પરિવાર;
મેહેતાતણા મંદિર વિષે, થઈ રહ્યો જેજેકાર. ૧૬
મેહેતો લક્ષ્મીકાંત સેવે, રચે હરિ કીર્તન;
તેવે પતિવ્રતા આવી વદે, મુખથી મધુર વચન. ૧૭
સ્વામી પ્રભાતે ઘેર વરધશાંતિક, દિવસ ચોથે જાણ;
જ્ઞાતિ મહાજન તેડવું, પ્રણીપત દઈ નિરધાર. ૧૮
પછી શીઘ્ર મેહેતો સંચર્યા, ને જ્ઞાત મેળી સર્વ;
માન માગી વદે મુખથી, તજી મનનો ગર્વ. ૧૯
હરિભક્તને અભિમાન નહિ, અપવાદ નહિ પર જેહ;
પરનાર ને પરદ્રવ્યથી તેની, સદા પાવન દેહ. ૨૦
મેહેતો કહે સહુ સાંભળો, મુજ દીન મુખથી વાત;
શીઘ્ર થાવું જાન અર્થે, જ્ઞાત મહાજન સાથ. ૨૧

---

૧૩ ભજે—શોભે. ૧૮ વરધ—વરધ ભરવાની—વૃદ્ધિઆદ કરવાનું (?) શાંતિક—ગ્રહશાંતિ. પ્રણીપત દેઈ-વિનતિ કરીને.

૧૯ માન માગી—સર્વને માન આપીને. ૨૦ અપવાદ-નિંદા—પરનિંદા.

વિનય વાયક બહુ કરી, હા ભણાવે મુખ,
કેટલા જ્ઞાતિ અદેખા તે, સબળ પામે દુખ ૨૨
પછી વદે મુખથી હાસ્ય વાયક, સુણો મેહેતા વાત,
વસ્ત્ર વાહન આપશો તો, આવશું તમ સાથ ૨૩
સજાઈ શીઘ્ર કરો મેહેતા, વદે મુખથી વાણ,
જે જોઇએ તે પૂરશે, સમર્થ શારગપાણ ૨૪
પછી તે પધરાવિયા સહુ સાથ મડપ માય
હવે સાર્થક જન્મ મારો, સતોષ પામ્યો ત્યાય ૨૫
તેલ પાન સુગધ શ્રીફળ સકળ ચરચ્યો સાથ,
કર્યા કેસર છાટણા ને, કૃપા વૈકુડનાથ ૨૬
પછી સજાઈ શીઘ્ર કરી, જ્યા જાન જુગત અપાર,
સુખપાલ અશ્વ ને રથ મેગળ, શણગાર્યા નિર્ધાર ૨૭
વસ્ત્ર આભરણ સુખડી, મેવા વિવિધ વિખ્યાત,
ડેરા તણુ ગનિચા, કનાત તકિયા સાથ ૨૮
નગરલોક વહેવારિયા, વળી શક આદ સોય,
તે જાન લીના નિરખવાને, શીઘ્ર તત્પર હોય ૨૯
વરરાયને નવરાવિયા ને ધરાવ્યો શણગાર,
વસ્ત્ર આભરણ સોહે અગે તેજનો અબાર ૩૦
વરરાય તેજી તત્પર, હણહણે કેકાણ,
મોરડે અતિ રત્ન હીરા, જડિત નગ પનાણ ૩૧
કુમકુમે ચરચી શુદ્ધ શ્રીફળ, ધર્યુ વરને હાથ,
લક્ષ્મીવરને નમી ચરણે થયો તત્પર સાથ ૩૨
જ્ઞાત મહાજન અશ્વ તત્પર, અવર બીજા જન,

---

૨૭ મેગળ હાથી ૩૧ તેજી ઘો। કેકાણ ઘો।

વાજીત્રના નિર્ઘોષ વાજે, શબ્દ ગરજીત ઘન ૩૩
શબ્દ જેજે સર્વને, ધન્ય ધન્ય શોભા જન,
નરસઇ મેહેતે સ્મરણ માડ્યુ, પધારો ભગવાન ૩૪

ઉથલો.

પધારો ભગવાન શીઘ્રે, એમ વદે દીન વચન,
હરિદાસ કહે સહુ હરખ સાથે, હરિ કહો હરિજન ૩૫

કડવુ ૧૭ મુ.

રાગ વેરાડી.

નરસઈ મેહેતો હરિ ચિંતન કરે, દીનવચન વાણી ઊચરે,
કર જોડીને માગુ માન, સાર કરો મારી શ્રીભગવાન ૧
કા હવે વિલબ કરો મહારાજ, સમે જાન તત્પર થઇ આજ,
ફરી ફરી શુ કહીએ ઘણુ, વચન સભારો શ્રીમુખતણુ ૨
પ્રથમ કૃપાથી કીધો સનાથ, લીલા સર્વે દેખાડી નાથ,
ઊખાણો જગત તે મહારાજ, આદ્ય બ્રહ્માની મોટી લાજ ૩
નરસઇઓ તે તારો કર્યો, સદાશિવે તુજ ખોળે ધર્યો,
તે દિવસનો તારો હાથ, ત્રિભોવન માહે ચાલી ખ્યાત ૪
તેમાટે ત્રિભોવન ધણી, લાજ આજ રાખો આપણી,
નરસઇઓ જાને નહિ જાય, તો ત્યા લોક હસારત થાય ૫
પ્રતિજ્ઞા પ્રભુ ચરણે કરી, તમ પાખે દેહ તજવી હરિ,
તેમાટે પ્રભુજી કહુ આજ, ભક્ત લાડ પાળો મહારાજ ૬
જાન સકળ ત્યા તત્પર હોય, તેડો મેહેતાને કહે સર્વ કોય,
મેહેતે મન વિમાસણ કરી, અમો રંક મહારાજ હરિ ૭
ઊખાણો આગે કહેવાય પ્રીત સમોવડમા મળી જાય,

---

૧ સાર–મદદ

અમો વિપ્ર ને દુર્બળ મન, ગાંઠે તાલ ને હરિકીર્તન ૮
તેમાટે લાજ્યા જગદીશ, ભુવન ચતુર્દશકેરા ઇશ,
ઉપમા સિદ્ધ સરખી ઘેર દાસ, અર્ધાંગે લક્ષ્મી અવિનાશ ૯
નિરાકાર સાકાર સ્વરૂપ, બ્રહ્મ પુરાતન વૈકુંઠભૂપ,
બ્રહ્મા ઇંદ્ર ઉમયાપતિ દેવ, ભક્ત ભાવ ઇચ્છે હરિસેવ ૧૦
અક્રૂર ઉદ્ધવ સરખા દાસ, મુજ સરખા કંઇ ભૂતળવાસ,
દીન દુર્બળ હું કંથુઓ, કૃપા કરી પ્રભુ સન્મુખ જુઓ ૧૧
દીનનાથ કરવી શી ભાળ, તમો તાત ને હું છું બાળ,
જાન સકળ તત્પર સહુ સાથ, તજું દેહ ના આવે નાથ ૧૨
એવો વિચાર કરે જેટલે, અંતરિક્ષ રથ આવ્યો તેટલે,
ગર્જના રથની ગોવિંદ, મેહેતો મન પામ્યા આનંદ ૧૩
દીઠો રથ આવ્યા અવિનાશ, ગદ ગદ કંઠે હવો છે દાસ,
મુજ દીનને કરૂણા કરી, લક્ષ્મી સહિત પધાર્યા હરિ ૧૪
કનક રત્નમણિ મુક્તા જોત ત્રિભોવન માહે રથનો ઉદ્યોત,
અશ્વ ચાર જોતરિયા રથ, ભક્તવત્સલ બેઠા સમર્થ ૧૫
અભિન બ્રહ્મ અવિનાશી હોય, મેહેતા વિના નવ દેખે કોય,
મેહેતાને મન હરખ ન માય, નમી નાથને તત્પર થાય ૧૬
હવો હરખ ને ભાગ્યો શોક, વાજે વાજીંત્રતણો નિર્ઘોષ,
સુખપાલ લેઈ સમીપે કરી, બેઠા મેહેતા ખોળે હરિ ૧૭
મેહેતો કહે ધન્ય ધન્ય મહારાજ, સેવકજનના સીધ્યા કાજ,
કહે હરિદાસ તે ચાની જાન, હરખ્યો હરિજન કહે ભગવાન ૧૮

---

૮ ઉપમા—સિદ્ધિ સરખી જેને ઘેર દાસ છે એવી ઉપમા તેને ઘટે
૧૧ કંથુઓ—કંથા જેવા ફાટના વસ્ત્રવાળો ૧૩ ગર્જના ઈ૦—ગોવિંદના રથની ગર્જના આવાજની ૧૭ નિર્ઘોષ—નાદ

## કડવું ૧૮ મુ.

### રાગ હિંડોલ.

સ્વામીએ નરસઈ મેહેતો હરખ્યો છે મન માય,
જગજીવન સાથે જાન માય,
સ્વામી એ હઈડે હરખ ન માય,
થાય શુભ શુકન તે અતિ ઘણા રે ૧

ઢાળ.

થાય શુકન તે અતિ ભલા તે, સુણો શ્રોતાજન,
સુંદરી કુંકુમ સહિત કુંભે, પૂર્ણ પ્રસન્ન વદન ૨
તે ઉપર શ્રીફળ ધર્યું, કરે વદન સહુ સાથ,
મેહેતો કહે મારે શુકન શા, જો શીશ વૈકુંઠનાથ ૩
જુનેગઢથી સંચર્યા, શોભાતણો નહિ પાર,
તેર દિવસે જઈ પોહોચ્યા, વડનગર મોઝાર ૪
વધામણિયા વેગે આવ્યા, મદન મેહેતો જ્યાય,
મહારાજ તારી જાન આવી, રહી વાડી માય ૫
વજીર મહારાજાતણો તે, વદે મુખથી વાત,
કહો જાનનુ શુ માન છે, તે કવણ મેહેતા સાથ ૬
વધામણીઆ વદે વળતો, જાનનો બહુ સાથ,
મદન મેહેતા સાભળો તે, વિસ્તારી કહુ વાત ૭
ગજ એક આગળ મદગળિત છે, પાચ પરમ નિશાન,
સુખપાલ સાથે ચાર કોતલ, સબળ શોભા જાણ ૮
ત્રીસ ઉપર ત્રણસે રથ, વીશ તે તોખાર,

---

૨ સુદરી ઈ૦—કંકુની આડ કરેલી સુદરી જળનો પૂર્ણ કુભ લેઈને પ્રસન્ન વદને સામી મળી ૮ કોતલ—જેના ઉપર કોઈ બેસે નહિ પણ સાજ સહિત વરઘોડામા જે ઘો । હોયછે તે કોતલીઆ ઘોડા તોખાર ઘો ।

અમો વિપ્ર ને દુર્બળ મન, ગાઠે તાલ ને હરિકીર્તન. ૮
તેમાટે લાજ્યા જગદીશ, ભુવન ચતુર્દશકેરા ઇશ;
ઉપમા સિદ્ધ સરખી ઘેર દાસ, અર્ધાંગે લક્ષ્મી અવિનાશ. ૯
નિરાકાર સાકાર સ્વરૂપ, બ્રહ્મ પુરાતન વૈકુંઠભૂપ,
બ્રહ્મા ઇંદ્રિ ઉમયાપતિ દેવ, ભક્ત ભાવ ઇચ્છે હરિસેવ. ૧૦
અક્રૂર ઉદ્ધવ સરખા દાસ, મુજ સરખા કઇ ભૂતળવાસ,
દીન દુર્બળ હુ કથુઓ, કૃપા કરી પ્રભુ સન્મુખ જુઓ. ૧૧
દીનનાથ કરવી શી ભાળ, તમો તાત ને હુ છું બાળ,
જાન સકળ તત્પર સહુ સાથ, તજુ દેહ ના આવે નાથ. ૧૨
એવો વિચાર કરે જેટલે, અંતરિક્ષ રથ આવ્યો તેટલે,
ગર્જના રથની ગોવિંદ, મેહેતો મન પામ્યા આનંદ ૧૩
દીઠો રથ આવ્યા અવિનાશ, ગદ ગદ કંઠે હવો છે દાસ,
મુજ દીનને કરૂણા કરી, લક્ષ્મી સહિત પધાર્યા હરિ. ૧૪
કનક રત્નમણિ મુક્તા જોત, ત્રિભોવન માહે રથનો ઉદ્યોત;
અશ્વ ચાર જોતરિયા રથ, ભક્તવત્સલ બેઠા સમર્થ. ૧૫
અખિલ બ્રહ્મ અવિનાશી હોય, મેહેતા વિના નવ દેખે કોય,
મેહેતાને મન હરખ ન માય, નમી નાથને તત્પર થાય ૧૬
હવો હરખ ને ભાગ્યો શોક, વાજે વાજીંત્રતણો નિર્ઘોષ;
સુખપાલ લેઈ સમીપે કરી, બેઠા મેહેતા ખોળે હરિ ૧૭
મેહેતો કહે ધન્ય ધન્ય મહારાજ, સેવકજનના સીધ્યા કાજ,
કહે હરિદાસ તે ચાલી જાન, હરખ્યો હરિજન કહે ભગવાન ૧૮

---

૯ ઉપમા—સિદ્ધિ સરખી જેને ઘેર દાસ છે એવી ઉપમા તેને ઘટેછે
૧૧ કથુઓ—કંથા જેવાં ફાટલાં વસ્ત્રાગો ૧૩ ગર્જના ઈ૦—ગોવિંદના રથની ગર્જના સાભળીને ૧૭ નિર્ઘોષ—નાદ

## કડવું ૧૮ મું.

### રાગ હિંડોલ.

સ્વામીએ નરસંઇ મેહેતો હરખ્યો છે મન માંય,
જગજીવન સાથે જાન માંય;
સ્વામી એ હઇડે હરખ ન માય,
થાય શુભ શુકન તે અતિ ઘણા રે. ૧

ઢાળ.

થાય શુકન તે અતિ ભલા તે, સુણો શ્રોતાજન;
સુંદરી કુંકુમ સહિત કુંભે, પૂર્ણ પ્રસન્ન વદન. ૨
તે ઉપર શ્રીફળ ધર્યું, કરે વંદન સહુ સાથ;
મેહેતો કહે મારે શુકન શા, જો શીર વૈકુંઠનાથ. ૩
જુનેગઢથી સંચર્યા, શોભાતણો નહિ પાર;
તેર દિવસે જઈ પોહોચ્યા, વડનગર મોઝાર. ૪
વધામણિયા વેગે આવ્યા, મદન મેહેતો જ્યાંય;
મહારાજ તારી જાન આવી, રહી વાડી માંય. ૫
વજીર મહારાજાતણો તે, વદે મુખથી વાત;
કહો જાનનું શું માન છે, તે કવણ મેહેતા સાથ. ૬
વધામણીઓ વદે વળતો, જાનનો બહુ સાથ;
મદન મેહેતા સાંભળો તે, વિસ્તારી કહું વાત. ૭
ગજ એક આગળ મદગળિત છે, પાંચ પરમ નિશાન;
મુખપાલ સાથે ચાર કોતલ, સબળ શોભા જાણ. ૮
ત્રીસ ઉપર ત્રણસેં રથ, વીશ તે તોખાર;

---

૨ સુંદરી ઈ૦—કંકુની આડ કરેલી સુંદરી જળનો પૂર્ણ કુંભ લેઈને પ્રસંન વદને સામી મળી. ૮ કોતલ-જેના ઉપર કોઈ બેસે નહિ પણ સાજ સહિત વરઘોડામાં જે ઘોડા હોયછે તે કોતલીઆ ઘોડા. તોખાર-ઘોડા.

પાળા શત બંદૂક કરમાં, સબળ તે ઝુઝાર. ૯
નગારાની જોડ ઉઠે, ગડગડે બહુ પેર;
જુનાગઢમાં મદન મેહેતા, નવ રહ્યું કો ઘેર. ૧૦
નગરના અધિપતિ જાને, અવર બીજો સાથ;
કુટુંબ સર્વે જ્ઞાત નાગર, શી વખાણું વાત. ૧૧
વાટે જ્યાં વાસો રહી, મદન મેહેતા જાન;
તેહ સ્થાનક ભજે જ્યમ, સુરલોક તેજ સમાન. ૧૨
બજાર સાથે વિવિધ મેવા, વસ્ત્રનો નહિ પાર;
નથી નિરખી સાંભળી, એવી જાન સંસાર. ૧૩
મદન મેહેતે વધામણીઆ, સંતોષ્યા બહુ પેર;
સામા જવાને હરખે તેડા, કીધાં તે ઘેર ઘેર. ૧૪
કેસર ઘોળી તૈયાર કીધાં, શ્રીફળ ફોફળ જેહ;
તેલ પાન સુગંધ શોધ્યા, કર્યા તત્પર તેહ. ૧૫
વ્હેવારિયા ધનવંત મોટા, અપરિમિત જે સોય;
મદન મેહેતાતણી સાથે, સામા જાય સર્વે કોય. ૧૬
વાજીત્રના નિર્ઘોષ વાજે, ઢોલના ધમકાર;
જાનને આવી મળ્યા. શોભાતણો નહિ પાર. ૧૭
મદન મેહેતે જાન નિરખી, સબળ અતિ શોભાય;
વેહેવાઇને મેહેતો મળ્યા, ઉલટ અંગ ન માય. ૧૮
પ્રણામ કીધો મદન મેહેતે, અવર બીજો સાથ,
તેલ પાન સુગંધ શ્રીફળ, સંતોષ્યા ભલીભાત. ૧૯
નરસઈ મેહેતે પ્રભુ પૂજ્યા, પ્રેમશું પરબ્રહ્મ;
અંતરિક્ષ માર્ગે રહ્યા છે, તો કોણ જાણે મર્મ. ૨૦

---

૯ ઝુઝાર-ઝુઝી રહેતા. ૧૫ શોધ્યા—સ્વચ્છ કરેલા

માણીપત સગળી કરી, વેહેવાઇને બહુ માન,
પરમ શોભા સહિત આવે, નગર માંહિ જાન ૨૧
ઉતારા આપ્યા ભલા, મંદિર મનોહર સાર,
હરિભક્ત આવી ઉતર્યા, હવો હર્ષ જેજેકાર ૨૨
મદન મેહેતો આજ્ઞા લેઇને, શીઘ્રે મારગ જાય,
સામગ્રી પૂઠે થયા જે, પ્રભાતે વિહિવાય ૨૩

ઉથલો

પ્રભાતે વિવાહ થાશે, મનમા અતિ ઉલ્લાસ રે,
શ્રોતાજન સહુ સાભળજો, કરજોડી કહે હરિદાસ રે ૨૪

## કડવુ ૧૯ મુ

રાગ ધનાશ્રી.

હરિજન હરિમુખ ઓચરે રે, કહે હરિભક્તનો મહિમાય,
નરસઇઓ નિર્ભે થયો રે, જેની જાને શ્રીજદુરાય ૧
નરસઇ મેહેતો સ્તુતિ કરે રે, મંદિર પધરાવ્યા મહારાજ,
પ્રેમે પૂજ્યા શ્રીહરિ રે, જેથી સરે સકળ શુભ કાજ ૨

વલણ

શુભ કાજ કરવા દાસને ઘેર પધાર્યા પરબ્રહ્મ,
અર્ધાંગે લક્ષ્મી સહિત શ્રીહરિ, કો ના જાણે મર્મ ૩
ભુવનમા ભંડાર સ્થાનકે વિરાજે ભગવાન,
ભક્ત મોટો નરસઇઓ, જેની કૃષ્ણરુક્મિણી જાન ૪
આનંદ અંગે નિરખીઆ ને, ઉલટ અંગ ન માય
મદન મેહેતાતણે મંદિર, વૃદ્ધિશાતક થાય ૫

---

૪ ભાઇ—ગો

માનની મંડપ મલપતી સાચરી તેણી વાર,
વરરાયને કરના કલુઓ, જ્ઞાતનો આચાર ૬
નરસંઈ મેહેતાતણે મંદિર પરવરે સર્વ કોય,
ગીત મંગળ પરસ્પર, આચાર સઘળો હોય ૭
સામગ્રી શીઘ્રે કરો, વરઘોડાની વિખ્યાત,
નરસંઈ મેહેતાતણે મંદિર, જ્ઞાત મહાજન સાથ ૮
લગ્ન ઘડિયા ત્યાં ખરા તે જ્ઞાત મહાજન જાણ,
દિવસ ઘટિકા તેર ચઢતે, લગ્ન શુભ કલ્યાણ ૯
સાજના સુંદર ભજે, વરરાય તત્પર થાય
મળી મંડપ માનુનિ સૌભાગ્ય મંગળ ગાય ૧૦
નરસંઈ મેહેતો પધારે, જ્યાં વિરાજે રણછોડ,
પ્રણીપત પરબ્રહ્મની કરી જઈ ચરણે નામ્યું શીશ ૧૧
મહારાજ શીઘ્ર આજ થાવું, નાથ રૂક્મિણી જોડ,
તમ દાસ વરઘોડે ચઢે ભક્તના પોહોંચે કોડ ૧૨
મેહેતાતણો જે જ્યેષ્ઠ પુત્ર વર શીઘ્રે આવ્યો ત્યાંય,
નરસંઈ મેહેતો કૃષ્ણજી રૂક્મિણી હુતા જ્યાંય ૧૩
નાથ નિરખ્યા નિર્મળા, આશ્ચર્ય પામ્યો બાળ,
મોહ મુર્છાગત હુવો, તે દેખતા તત્કાળ ૧૪
નરસંઈ મેહેતે ઉઠાડ્યો, સુત શીઘ્ર સાહી પાણ,
અરે કુંવર નમો ચરણે નાથને નિર્વાણ ૧૫
પ્રભુ લક્ષ્મી જોડ નિરખી હરખ પામ્યો બાળ,
કોટિ કોટિ પ્રણામ કીધા, રીઝયા દીનદયાળ ૧૬

---

૧ લગ્ન ઇ૦ નરસ ૮ મે નાગે ઘેર પડી ખગ નમ ઘડિા–ખરા નગ્ન લખીને તૈયાર થયા

પ્રદ્યુમ્નના જે અંગના, આભરણુ વાગા સાથ,
પેહેરાવે તે કુંવરને, પરિક્રમ્મ પોતે હાથ ૧૭
પછી પ્રભુજી તેડાવે, મેહેતાતણી ઘરનાર,
માણેક મેહેતી પધારે, એકાંત છે જાણુ ચાર ૧૮
કુંવર કહે માતા નમિયે, નાથને નિર્વાણુ,
લક્ષ્મીજીની સાથ શોભે, પ્રભુ શારંગપાણુ ૧૯
મેહેતી મન આશ્ચર્ય પામી, જઇ ચરણે નામ્યું શીશ,
આશિષ દીધી અતિ ઘણી, તું ભક્ત પામી જગદીશ ૨૦
મહારાજજી અવિધારિયે, વિનતિ વિઠ્ઠલરાય,
લાજ રાખી આજ તો, હરિભક્તનો મહિમાય ૨૧
શીઘ્ર થાવું શ્રીહરિ, શ્રીલક્ષ્મીજી કરૂણાય,
વરઘોડો વિખ્યાત શોભે, તે સર્વ તમ પસાય ૨૨
પછી કૃષ્ણજીએ અંગના, આભરણુ હુતા જેહ
નરસંઇઆને સર્વ સોપ્યા હર્ષ સાથે તેહ ૨૩
આલિંગન દઇને પ્રીતિપૂર્વક, વદે શ્રીઅવિનાશ,
અમ તમ વચ્ચે નથી અંતર શીઘ્ર થાઉં દાસ ૨૪
કળા પ્રગટી અંગ માહે, અતિ તેજનો ભંડાર,
મેહેતીતણું અંગ બહુ ત્યાં તેજ લક્ષ્મીનાર ૨૫
પછી મેહેતા નમ્યા ચરણે નાથને નિરધાર,
આજ્ઞા આપી પૂંઠ થાપી, હવો જેજેકાર ૨૬
મેહેતાતણી ઘરનાર જે, અને કુંવર શ્રીવરરાય,
વેગે મંડપ માંહે આવ્યા, ઉલટ અંગ ન માય ૨૭

---

૨૦ જગદીશ—જગદીશને ૨૧ અવિધારિયે—મનમાં ધારણ કરીએ
૨૨ પસાય—પ્રસાદ—કૃપા ૨૪ શીઘ્ર—ત્વરાયુક્ત

વરઘોડે વરરાય ચઢીઆ, સર્વે તત્પર જાન,
કર્યાં કેસર છાંટણા, આપિયા બીડા પાન ૨૮
વરરાય વરઘોડે ચઢે, કામની કુંકુમરોળ,
ચુઆ ચંદન સુગંધ શોધ્યા, સર્વે ઝાકમઝોળ ૨૯
વરરાયના કરમાં કુંકુમ, શ્રીફળ ફોફળ પાન,
વાજીંત્ર વાજે વિવિધ પેરે, ત્યાં શબ્દ શોભામાન ૩૦
નિનવટ કુંકુમ સાથ અક્ષત, નયણે કાજળ સોય,
વરરાય કંઠે હાર શોભે, ભક્ત મોહન હોય ૩૧
તોખાર તેજીવંત ઊપર, થયા વર અસ્વાર,
મણિ રત્ન હીરાજડિત ખુંપે, તેજનો અંબાર ૩૨

ઊથલો.

જશ મોટો પ્રગટચો, શ્રીકૃષ્ણ કરૂણા સહુ,
હરિદાસ કહે હરિ કૃપાથી, હવે કથા સહુ માંડી કહું રે ૩૩

## કડવું ૨૦ મું.

### રાગ ગોડી.

વરરાય વરઘોડે ચઢ્યા, હરિ કરૂણા રે,
રથ અશ્વ મેગળ પાલખી, શ્રીહરિ કરૂણા રે,
સાબેલા શતસે ચાર, હરિ કરૂણા રે,
વાજીંત્રનો નહિ પાર, શ્રીહરિ કરૂણા રે ૧
મહાજન માનવી જ્ઞાત, હરિ કરૂણા રે,
નગર લોક જેજેકાર, શ્રીહરિ કરૂણા રે,
શીઘ્ર થઈ સહુ સંચર્યાં, હરિ કરૂણા રે,
મદન મેહેતાને દ્વાર, શ્રીહરિ કરૂણા રે ૨
મુસ્તક મોડ મેહેતી ધરે, હરિ કરૂણા રે,

૩૧ નિલવટ–લલાટ ૩૨ તેજીવંત–પાણીવાળો.

રામણદીવો હાથ, શ્રીહરિ કરૂણા રે;
મદન મેહેતાને માંડવે, હરિ કરૂણા રે,
આવ્યો સઘળો સાથ, શ્રી હરિ કરૂણા રે. ૩
પોકવા આવે પ્રેમશુ, હરિ કરૂણા રે,
મદન મેહેતાની નાર, શ્રીહરિ કરૂણા રે;
ચાર સોહાશણ સાથ છે, હરિ કરૂણા રે,
ઉલટ અંગ અપાર, શ્રીહરિ કરૂણા રે. ૪
બાજ્ઠ ઉપર ઊભા રહ્યા, હરિ કરૂણા રે,
દ્વારે નીર છટાય, શ્રીહરિ કરૂણા રે;
તેને ઉચિત આપિયા, હરિ કરૂણા રે,
જે જે મન ઇચ્છાય, શ્રીહરિ કરૂણા રે. ૫
ઘાટ ઘાલે અતિ શોભનો, હરિ કરૂણા રે,
નિરખીને સાહ્યુ નાક, શ્રીહરિ કરૂણા રે;
મેહેતી અર્ઘ કરી વદે, હરિ કરૂણા રે,
હું મોટી સૌભાગ્ય, શ્રીહરિ કરૂણા રે. ૬
માહરે વર પધરાવિયા, હરિ કરૂણા રે,
વિપ્ર વદે સાવધાન, શ્રીહરિ કરૂણા રે,
ત્યા કન્યા પધરાવિયા, હરિ કરૂણા રે,
બોલે જે ભગવાન, શ્રીહરિ કરૂણા રે. ૭
મુહૂર્ત્ત સમે શુભ લગ્નમાં, હરિ કરૂણારે,
હસ્તમેળાપક થાય, શ્રીહરિ કરૂણા રે;
વાજીંત્ર વાજે સોહામણા, હરિ કરૂણા રે,
પુષ્પવૃષ્ટિ સુરરાય, શ્રીહરિ કરૂણા રે. ૮

---

૫ ઉચિત-ઘટિત ૬ ઘાટ-મોડની સાથે શ્વેત વસ્ત્ર સ્રી રાખે છે તે
અર્ઘ-વરને અર્ઘ આપવો તે સંપુટ મૂકે છે તે

આશ્ચર્ય લોક હવા તદા, હરિ કરૂણા રે,
ભક્તતણો મહિમાય, શ્રીહરિ કરૂણા રે,
હવે મધુપર્ક વેળા થઈ, હરિ કરૂણા રે,
બોલ્યા જય જદુરાય શ્રીહરિ કરૂણા રે ૯
નરસઈ મેહેતો તેડાવિયો, હરિ કરૂણા રે,
માણેક મેહેતી સાથ, શ્રીહરિ કરૂણા રે,
મદન મેહેતો ત્યાં આવિયા, હરિ કરૂણા રે,
પત્ની કર જળપાત્ર, શ્રીહરિ કરૂણા રે ૧૦
વર વહુઅર જોડા ત્રણે હરિ કરૂણા રે,
પાસે અવર ન કોય, શ્રીહરિ કરૂણા રે,
કન્યા સ્વસ્તિ ભણાવતા, હરિ કરૂણા રે,
પુષ્પવૃષ્ટિ ત્યાં હોય, શ્રીહરિ કરૂણા રે ૧૧
મદન મેહેતો નિરખી રહ્યા, હરિ કરૂણા રે,
નરસઇ મેહેતાનુ રૂપ શ્રીહરિ કરૂણા રે,
ચતુર્ભુજરૂપે દેખિયા હરિ કરૂણા રે,
જાણે વૈકુંઠભૂપ શ્રીહરિ કરૂણા રે ૧૨
મોરમુગટ હીરે જડ્યો હરિ કરૂણા રે,
કુંડળ મકરાકાર, શ્રીહરિ કરૂણા રે,
કૌસ્તુભમણિ કંઠે ભજે, હરિ કરૂણા રે,
પીતાંબર ઝાતકાર, શ્રીહરિ કરૂણા રે ૧૩
શંખ ચક્ર ગદા પદ્મશુ, હરિ સેવા રે,
આભરણ અંગ અપાર, શ્રીહરિ સેવા રે,

---

૧૧ ત્રણે-વરના અને કન્યાના માતપિતા તથા પરણનાર વરવહુ એ જો ।

મદનમેહેતો વિસ્મય થયો, હરિ સેવા રે,
કર જોડીને રહી નાર, શ્રીહરિ સેવા રે. ૧૪
નરસઈ મેહેતાની સુંદરી, હરિ સેવા રે,
(જાણે) કમળાદણો અવતાર, શ્રીહરિ સેવારે;
મદન મેહેતો ચરણે નમ્યા, હરિ કરૂણા રે,
ભાગ્યું દુઃખ સંસાર, શ્રીહરિ કરૂણા રે. ૧૫
વર વહુઅર ચરણે નમ્યાં, હરિ કરૂણા રે,
બોલ્યા જુગદાધાર, શ્રીહરિ કરૂણા રે;
એ વધૂવાણ પ્રગટશે, હરિ કરૂણા રે,
જશ જગત વિસ્તાર, શ્રીહરિ કરૂણા રે. ૧૬
શીશ ધર્યો કર કૃષ્ણજી, હરિ કરૂણા રે,
ત્રૂઠ્યા જગજીવન, શ્રીહરિ કરૂણા રે;
મેહેતીજી જેવાં થયાં, હરિ કરૂણા રે,
હરિ બોલો હરિજન, શ્રીહરિ કરૂણા રે. ૧૭

ઉથલો.

હરિ બોલો હરિજન ભાવે, એમ કૃપા શ્રીહરિ કરે;
હરિદાસ કહે શ્રીકૃષ્ણ નામે, ભવસાગર હેલા તરે. ૧૮

### કડવું ૨૧ મું.

રાગ ગોડી.

નરસઈ મેહેતો નિર્મળ કર્યો, મસ્તક મોહનજી કર ધર્યો;
વહુઅર મોહોજોણા કરે સર્વ, તજ્યો મદન મેહેતાએ ગર્વ. ૧
આંહી નરસઇઆ ઘેર નાર, મુખ જોઇ આપ્યા સર્વ શણગાર;

---

૧૬ વધૂવાણ ઇ૦—એ વહુની વાણીના જશનો જગતમા વિસ્તાર થશે.
૧૮ હેલા—હેલામા—સહજ.
૧ મોહોજોણા—સગા વાહાલા પરણેલી વહુનુ મુખ જુએ તે.

પૂર્વ આપ્યા કમળા માત, તે સહુ સોપ્યા વહુઅર હાથ ૨
શીઘ્રે મંગળ વરત્યા ચાર, બ્રાહ્મણ વદે પચ્યો કંસાર,
હરખે આરોગે બેઉ જોડ, પોહોચ્યા પ્રભુ કરૂણાથી કોડ ૩
સખી મળી પ્રેમવચન મુખ બોલે, નહિ કોઈ અવર એ વહુવર તોલે
કુળગુરૂ ગોત્રજને નમસ્કાર, હરિકરૂણાથી જેજેકાર ૪
સાત દિવસ લગી રાખી જાન, ભોજન નાના વિધ પકવાન,
શોભા પરમ મનોહર થાય, તેની ઉપમા કહી નવ જાય ૫
સમે પેહેરામણી ધન્ય ધન્ય, હરખે મદન મેહેતો મન,
તેડા પ્રણીપત કરી તેડો, વહુઅર ગા૦ પટોળી છોડો ૬
મંડપમા મળિયો સઘળો સાથ, જાનને માન પૂજા ભલી ભાત,
કેસર છાટચા ઝાકમ ઝોળ, કામની હર્ષિત કુંકુમરોળ ૭
ચુઆ ચંદન ને મોગરેલ, શ્રીફળ ફોફળ નાગરવેલ,
બેઠા નરસઈ મેહેતો જ્યાય, મદન મેહેતો આવ્યા ત્યાય ૮
બોલ્યા કરજોડી તેણીવાર, મારો સફળ કર્યો અવતાર,
પેહેરામણી વિધિગતે થાય, દીધા દાન કહ્યા નવ જાય ૯
વરને આપ્યા વસ્ત્ર આભરણ, મદન મેહેનો નમિયો ચરણ,
સુંદર મેહેતી ચરણે લાગે, વચન માન દીન થઈ માગે ૧૦
મેહેતાને ખીરોદક સાર, મેહેતીને મુક્તાફળ હાર,
હરખે સકળ પેહેરાવી જાન, જેને જોગ તેને તેવા માન ૧૧
મદન મેહેતાની પુત્રી સાર, તેને વસ્ત્ર સહિત શણગાર,
સુખપાલ એક આપી આર, સાથે દાસી સેવા કાજ ૧૨
બ્રાહ્મણ ભાટ બંદીજન જેહ, દીધા દાન સંતોષ્યા તેહ,

---

૩ પચ્યો—રાંધ્યો ૮ વિધિગતે—રીત પ્રમાણે ૧૧ ખીરોદક—એ નામનું વસ્ત્ર (?)

નરસઇ મેહેતો હુતા જ્યાય, આવ્યા મદન મેહેતો ત્યાંય. ૧૩
સોપી કન્યા ચરણે લાગ્યો, મારો જન્મ તાપ બે ભાગ્યો;
સેવાચોર સદા છુ સ્વામી, તમો હરિભક્ત મહાનિજનામી. ૧૪
મૂરખ હુ નવ જાણુ વાત, તમને કરૂણા વૈકુંઠનાથ;
એમ કહી ચરણે લાગ્યો સોય, હરિજન હરિ બોલો સર્વ કોય ૧૫
વાગ્યાં વાજીત્ર ત્યા ભલીભાત, આવ્યા જાનીવાસે સહુ સાથ;
લોકતણે મન અતિ ઉલ્લાસ, બેહુ કર જોડી કહે હરિદાસ ૧૬

## કડવુ ૨૨ મું.

### રાગ ધવળધનાશ્રી.

નરસઇ મેહેતો હરખભેર આવ્યા, જ્યા રૂક્મિણી રણછોડ જી;
નમી ચરણે ગદગદ થઇ બોલે, દીનવચન કર જોડ જી. ૧
મ્હારાજા તમ દાસતણો સુત, વરી આવ્યોં વિખ્યાત જી;
જેહ દરશન નહિ સુર મુનિ સ્વપ્ને, તે મુજને કરૂણાનાથ જી. ૨
જાન માહે જગજીવન પધાર્યા, રાકતણે ઘેર રાય જી;
જુનેગઢ જાવું જદુનંદન, શીઘ્ર સજાઇ થાય જી ૩
તત્ક્ષણ ત્યા ત્રિકમજી ઊઠ્યા. રૂક્મિણી પ્રાણઆધાર જી,
કનકરથ રણછોડ વિરાજે, વરત્યો જેજેકાર જી. ૪
શુભ મુહૂર્ત્ત સમે સહુ તત્પર, જાન સકળ ભલીભાત જી,
નગરલોકે વળાવ્યા સહુ કો, મદન મેહેતાનો સાથ જી. ૫
તાલ મૃદંગ નફેરી નગારા, ઉલટ અંગ ન માય જી;
ઢોલ જંત્ર શરણાઈ રસિક જન, માનુની મંગળ ગાય જી ૬
જોજન એક પર જાન વળાવી, મદન મેહેતો આવ્યા જી,
નરસઇ મેહેતાને ચરણે નમીને પ્રેમવચન બોલાવ્યા જી. ૭

---

૧૪ સેવાચોર—ઘટિત સેવા કરવામાં ખામી રાખનારો

સદા સેવક છુ હરિજનનો, કહેવુ દાસને કાજ જી,
તમ સરખી સેવા નથી કીધી, કૃપાનાથ મહારાજ જી ૮
એવુ કહીને ચરણે નમિયા, વહેચ્યા સાકર પાન જી,
નરસઇ મેહેતે આલિગન દીધુ, વળાવ્યા દઇ માન જી ૯
તેણે સમે રથ અતરિક્ષ પ્રગટચો, સમર્થ શ્રીજદુરાય જી,
વિદ્યુત વરણો સર્વે દીઠો, પુષ્પવૃષ્ટિ ત્યા થાય જી ૧૦
ધન્ય ધન્ય સહુ કો બોલે, વરત્યો જેજેકાર જી,
મેહેતાજી સુખપાલ વિરાજે, હરિ બોલો એકવાર જી ૧૧
દિવસ તેર મારગમા વિત્યા, વાટખરચ ભલીભાત જી,
દિવસ ચૌદે જુનાગઢમા, આવ્યો સઘળો સાથ જી ૧૨
નરસઈ મેહેતાતણે મદિર, આવી ઊતરી જાન જી,
પાચ દિવસ પકવાને ભોજન, ઉપર ફોફળ પાન જી ૧૩
સતોષીને વસ્ત્ર સમર્પ્યા, પ્રણીપત બહુ પેર જી,
મેહેતા પાસે આજ્ઞા માગી, શીઘ્ર પધાર્યા ઘેર જી ૧૪
મેહેતોજી મદિરમા આવ્યા, જ્યા રૂક્મિણી રણછોડ જી,
દડવત કરીને ઊભા, હરિચરણે કર જોડ જી ૧૫
દીનવચન મુખ ગદ ગદ વાણી, બોલ્યા નરસઈદાસ જી,
મુજરાકને કરુણા કીધી, તમ કૃપા અવિનાશ જી ૧૬
તેણે સમે વરવહુઅર આવ્યા, જ્યા વિરાજે નાથ જી,
ચરણે નમ્યા શ્રીચતુર્ભુજને, મસ્તક દીધો હાથ જી ૧૭
કહે વાણી કૃષ્ણજી વધને, માગો મન ઇચ્છાય જી,
ત્યારે વહુ કટે વિશ્વભર સુણિયે, કૃપાનિધિ જદુરાય જી ૧૮
તમ સરખા સ્વામી સસરાને, જન્મોજન્મ પાયે લાગુ જી,
જેવી કૃપા નરસઈ મેહેતાને, તેવી કૃપા હુ માગુ જી ૧૯

એવું કહી વહુ ચરણે નમીઆં, મસ્તક મેલ્યો પાણ જી;
જેવી કૃપા નરસંઈ મેહેતાને, તેવી તુજને જાણ જી. ૨૦
પણ વેગે કરી હરિએ આજ્ઞા માગી, પોતે અશરણ શર્ણ જી;
નરસંઈ મેહેતો પરિવાર સંઘાતે, નમિયા હરિને ચર્ણ જી. ૨૧
કૃપા કરી કરૂણાનિધિ બોલ્યા, સુણ નરસંઈઆ દાસ જી;
અરે નિશ્ચે તુજથી નથી અળગો, ભક્ત હૃદે મુજ વાસ જી. ૨૨
ગદગદ કંઠ હવો નરસંઈઓ, સાંભળો શ્રીમહારાજ જી;
આ ધન વૈભવ વાહન ભૂષણ, લો એતણુ નથી કાજ જી. ૨૩
સેવા કરૂં શ્રીલક્ષ્મીવરની, સંત સમાગમ થાઉં જી;
હરિ લીલારસ સાધુ સિંધુમાં, આનંદે નિત્ય ના'ઉં જી. ૨૪
ભકતવત્સલ ચરણે મુજ રાખો, ભવોભવ ભક્તિ તમારી જી;
સકંટ પડે હરિભક્તને જ્યારે, (ત્યારે) કરવી સાર અમારી જી. ૨૫
તે સમે ત્રિકમજી બોલ્યા, સુણ નરસઇઆ સાચું જી;
પ્રેમભક્તનો બાંધ્યો હુ છુ, કૂડ કપટ નવ રાચુ જી. ૨૬
અરે નરસઇઆ તુજ સુતવિવાહ, શીખે સુણે ને ગાય જી;
તેને પુનરપિ જન્મ નહિ રે, પાપી પાવન થાય જી. ૨૭
એવુ કહી કર મુસ્તક મેલ્યો, ત્રુઠયા શ્રીભગવાન જી,
લક્ષ્મી સહિત આજ્ઞા હરિએ માગી, હવા અતરધાન જી. ૨૮
સેવક ચાર ચતુર્ભુજકેરા, આવ્યા હુતા જેહ જી;
નરસઈ મેહેતાની આજ્ઞા લઈ, વેગે પધાર્યા તેહ જી. ૨૯
નરસંઇ મેહેતો સેવક હરિનો, હું એવું મન જાણુ જી;
પરમ કૃપા પુરષોત્તમકેરી, કવિ કહે કયમ વખાણું જી. ૩૦
એહ કથા પરિપૂરણ વિધિ, કર્ત્તા શ્રીગોવિંદ જી;
વૈષ્ણવજનની પરમ કૃપાથી, ઉપજે મન આનંદ જી. ૩૧

કવિજનને કો ખોટ માં દેશો, અજાણે કીધો શ્રમ જી,
નાટક રાગ ગતિ ભેદ ના જાણું, વિખાણું પરિશ્રમ જી. ૩૨
ગાતાં સુણતા મનવાન્છિત ફળ, કૃપા કરે જગદીશ જી,
પદ પાચસો પંચાણુ પૂરા, કડવા છે બાવીશ જી. ૩૩
રાગ ચૌદમાં ચાલ જૂજવી, બુદ્ધિમાને વિસ્તાર જી,
કાર્તિક સુદિ પડવો દીપોત્સવ, અનુરાધા ભૃગુવાર જી ૩૪
સંવત્ સત્તર પચવીસો પૂરણ, છવીસો તે દિન જી,
સિદ્ધિયોગમા પૂર્ણ કથા થઈ, હરિ બોલો હરિજન જી ૩૫
કર્ત્તા શ્રીગોવિદ કરે છે, નિમિત્ત માત્ર અભિધાન જી,
તેમાટે અભિમાન ના કરવુ, ભજવા શ્રીભગવાન જી. ૩૬



ઉથલો.

ભજવા શ્રીભગવાન, શ્રોતાજન ભાવે ચિત્ત ધરી;
હરિદાસ કહે સહુ હરખ સાથે, એકવાર મુખ બોલો શ્રીહરિ ૩૭

---

૩૪ બુદ્ધિમાને—બુદ્ધિ પ્રમાણે ભૃગુવાર–શુક્રવાર ૩૬ અભિધાન–નામ કર્ત્તા પોતાનુ નામ આપે એ તો એક નિમિત્ત છે

# *भारतसार.

### કડવુ ૧ લુ.

### રાગ રામગ્રી.

વર્ણન કરમ કરૂ ગણપતિ નામ જી,
ઉજ્વળ એકદતે થાય કામ જી ૧
વિઘ્નહરણ મોટા તમે દેવ જી,
કરે સુરીનર મુનિવર સેવ જી ૨

### ઢાળ.

વા કરીએ વિઘ્નહરણની, તેત્રીતણો અ બાર,
રિદ્ધિ બુદ્ધિ લભ લાભ પરિવાર ગુણ ભડાર ૩
મૂષકવાહન મલપતો, ગણપતિ ગુણગભીર,
સિન્દૂર અગે શોભતુ, વર્ણને ભાગે ભીર ૪
મોદક ફરશી પાણ શોભે, માળ કમળ અવિધાર,
પીતાબંર ને પાઘ સોહે, અતિ ઘણો દાતાર ૫
ગુણગભીર વાણી ગભીર, ભાગો ભક્તની ભીર,
કઈ કવિશ્વર ઊધર્યા, પામ્યા કવિતા સાગર તીર ૬
ઉમયાનદન ગિરિજાસુત, પાર્વતીપુત્ર ગણેશ,
હરનદન હિમતનયાતનુજ, નામ ગાતા હારે શેષ ૭
ભક્તજન કઈ ગુરુજન, ગણપતિ તુજ પ્રતાપ,
તારી કૃપાથી નીડતા પ્રભુ મોઠા થયા હોય જે શાપ ૮
દેવી સરસ્વતી બ્રહ્મતનયા, સાવિત્રી કહે કોઈ,

---

૪ ભીર—ભીડ ૫ પાણ-પાણિ-હાથ ૮ નીડતા-ઓઠા યતા
* આ ગ્રથમા આવેલા વિશેષ નામાના સબધમા ટીકા આપવા જતા ઘણુ જ ન બાણુ થાય માટે તે આપી નથી

હંસવાહની કરૂણા કરો, તો પામુ રૂડી સોઇ. ૯
મહાવિદ્યા ચાર વાણી, એ તમારૂ છે રૂપ;
હરિદાસ શું વર્ણન કરે, તમો ત્રિભોવનભૂપ. ૧૦
તમારી કૃપાથી સર્વ પામે, કવિ કવિમણિ વાણ,
આઇ સેવક તો શાં શા કરે, તમારાં જેહ વખાણ. ૧૧
મ ગળ કર્ત્તા દેવ ગણપતિ, પૂજુ તારા પાય;
સુર અસુર પેહેલા સ્તવે, શુભ અશુભે સા'ય. ૧૨
એવા દેવ તો એક વા'લા, એમા જે પૂજાય,
કૃતારથ થાય કૃપા તમારી, થાયે કવિનો રાય. ૧૩
ગુણગાવાને વાણી મારી, પ્રભુ થાકી જાય,
વર્ણન કરૂ હુ તો આજે પ્રભુજી, જેથી સહુ શુભ થાય.૧૪
વ્યાસ પ્રભુના ગુણ ગાવા, મતિ થઇ આજ મારી;
રક ઉપર કરૂણા કરી પ્રભુ, દેજો ભૂલ સુધારી ૧૫
જે લખવાને પ્રભુજી પધાર્યા, વ્યાસ મહામુનિ પાસ;
તેનો તો હું સાર લઉછુ, કરો કૃપા પ્રકાશ. ૧૬
જેમ કરૂણા કરી પ્રભુ વ્યાસને, લખ્યુ ભારત જાતે,
હુ સાર લખવા તત્પર હુઓ, કૃપા કરો પ્રભાતે ૧૭
સેવક જાણો ગણપતિજી, મતિ સારી દીજે;
ભારતનો તો સાર ભણુછુ, કૃપાદૃષ્ટિ કીજે. ૧૮
વ્યાસ પ્રભુએ ભારત ભાખ્યુ, તેનો વર્ણવુ સાર;
વિઘ્નહરની કૃપા હોય તો, પામુ પ્રભુ હુ પાર. ૧૯
વાર વાર શુ કે'શે બોલે, પણ ગણપતિની કૃપા લેવી,
શુડાદડને ને સરસ્વતીને, અમો આજે સેવી ૨૦

---

૧૧ આઈ–મા. ૧૯ વિઘ્નહરની–ગણપતિની

વલણ.

સેવો માતા સરસ્વતી, બ્રહ્માની કુમાર રે;
શંકરસુતનું ધ્યાન ધરતાં, પામું ભવનો પાર રે. ૨૧

## આદિપર્વ.

### કડવું ૨ જું.

રાગ ગોડી.

વૈશંપાયન રે, બોલ્યા સુણ રાય જી;
જનમેજય રાજા રે, કરે પ્રભુ સાંય જી. ૧
મહિમા મોટો રે, ભારતનો છે જાણો;
ચાર વેદથી મોટું રે, ભારત પરમાણો. ૨
તોળ્યું વ્યાસ મુનિ રે, વધ્યું વેદથી જાણો;
તેના સાર કહીએ રે, રાયજી સુખ માણો. ૩
પ્રથમ પર્વ મોટું રે, નામ આદિપર્વ ભલું;
સુણે તેના શોક નાસે રે, જાણો વૈકુંઠ મળ્યું. ૪

ઢાળ.

વૈકુંઠ મળે એમ જાણ નિશ્ચે, જેનાં ઓગણીશ પ્રકરણ સાર;
સાર સાર કથા છે પ્રથમમાં, બીજે પર્વતણો છે પાર. ૫
ઉત્તંકમુનિનું પછે વર્ણન, કર્યું છે વેદવ્યાસ;
પછે ભૃગુઋષિ અપાર મોટા, તેના કર્યા છે પ્રકાશ. ૬
સર્પ તે ક્યાંથી થયા, ગરૂડકેરી ઉત્પત્ય;
સાગર મથિયો બે જણે, દેવ દાનવની મત્ય. ૭
તેમાં સૂર્યકેરો ઘોડો હવો, તેની છે કથાય;
રાજા તમે જે યજ્ઞ કરશો, તેનું ભવિષ્ય ભાખ્યું રાય. ૮

સર્પકેરા સંહાર સાથે, પ્રકરણ પૂરું થાય;
પછે ભરતવંશની કથા છે, બીજા રાજા સાંય. ૯
સ્વયંપ્રભુ જે વ્યાસજી, તેના ગુણનાં નામ;
દેવતાકેરા અંશ ભણિયા, પશુ પક્ષી ગુણધામ. ૧૦
શકુંતલાની ઉત્પત્તિ છે, ભરતરાયનો જન્મ;
શંતુનુને ઘેર વસુની, ગંગાથી ઉત્પત્તિ જ્યમ. ૧૧
ગંગાથી છે ભીષ્મપિતાની, ઉપજ તો પાવન;
ભીષ્મપિતાની પ્રતિજ્ઞા છે, ચિત્રવિચિત્રનું મન. ૧૨
રક્ષા બે ભાઇની કરી, આપ્યું રાજ્યાસન;
અણિમાંડવ્યનો શાપ ભાખ્યો, સુણી રીઝે મન. ૧૩
વ્યાસદેવથી ધૃતરાષ્ટ્રરાજા, પાંડુ અને વિદુર;
પછે વારણાવતની કથા, દુર્યોધન વિચાર. ૧૪
લાખના ઘરમાં પાંડવ ગયા, વિદુરના ઉચ્ચાર;
મ્લેચ્છ ભાષામાં કહ્યો, યુધિષ્ઠિરને સાર. ૧૫
તે ઘરમાં પુરોચન મુઓ, મુઈ ભીલસ્ત્રી જાણ;
પાંડવે પોચે ઉગાર્યા છે, જાણી નહિ તે વાણ. ૧૬
પછી હિડિંબાનો વિવા' ભાખ્યો, હિડિંબકેરો વધ;
ઘટોત્કચની ઉત્પત્તિ કહી, વ્યાસનાં દર્શન સધ. ૧૭
એકચક્રામાં રહ્યા તેમ, માર્યો છે બકાસુર;
દ્રૌપદીની જન્મકથા સુણી, ધૃષ્ટદ્યુમ્નની પૂર. ૧૮
ગંગાતીરે અંગારપર્ણનું, અર્જુન સાથે યુદ્ધ;
આખ્યાન કથા તેની પાસે સુણી, થાય છે ત્યાં શુદ્ધ. ૧૯
દ્રુપદરાજાને ઘેર ગયા, ત્યાં પરણ્યા વેધી મચ્છ;
સર્વ રાજા જીતિયા, વાળી ભીમાર્જુન કચ્છ. ૨૦

૧૪ વ્યાસદેવથી—(ઉપજ્યા).

ત્યાં શ્રીકૃષ્ણનો મેળાપ છે, કુંભારકેરે ઘેર,
બંને ભ્રાતે જાણી છે, સહુ સારી પેર. ૨૧
પછી પાંચને એક સ્ત્રી પરણાવી, વ્યાસનુ સુણી વેણ;
વિદુરને તો પઠાવ્યા છે, ધૃતરાષ્ટ્રે કહી કેણ. ૨૨
પછી કૃષ્ણકૃપાથી રાજ્ય પામ્યા, ઇંદ્રપ્રસ્થ મોઝાર;
બંધ તોડ્યુ પારથે ત્યાહી, ગયા વનમાં સાર. ૨૩
વનમાં ઉલૂપી વરી છે, બભ્રુવાહન પુત્ર;
પાચ અપ્સરાઓ ઉધરી, કીધા શાપ તો સૂત્ર. ૨૪
પ્રભાસ આવ્યા પાર્થજી, ત્યા કૃષ્ણનો મેળાપ;
કૃષ્ણ કથનથી હરણ કીધુ, સુદ્રનો પરિતાપ. ૨૫
અભિમન્યું જન્મ ને વળી, દ્રૌપદીને જન્મ્યા પુત્ર;
પેરામણીની વાતો કીધી, થયુ સર્વે સૂત્ર. ૨૬
ખાંડવવન જઇને બાળ્યુ, કૃષ્ણ અર્જુન સાથ;
ધનુષ્ય ચક્ર તો ત્યા મળ્યા, હાર્યો સુરનો નાથ. ૨૭
સર્પ, મયનામા અસુર, બચ્યાં બન્ને જાણ,
શાર્ઙ્ગી મદપાળ મોટા, કર્યાં તેના વખાણ. ૨૮
એટલી કથા છે આદિપર્વે, મહાપાવન જાણ,
હરિદાસ શુ વર્ણન કરે, મહાગુણની ખાણ. ૨૯

વલણ.

ગુણકેરી ખાણ ભારત, વર્ણવે શુ હરિદાસ રે;
ગુરૂકૃપાએ વાત કહી છે, કર્યા હરિગુણ પ્રકાશ રે. ૩૦

---

૨૩ બંધ તોડ્યુ—દ્રૌપદી સાથે બેઠેલા પાંડવના એકાંતમા ન જવારૂપ પ્રતિજ્ઞા. ૨૭ સુરનો નાથ—ઇંદ્ર ૨૮ બચ્યા—ઉગર્યા

## સભાપર્વ.

### કડવુ ૩ જુ

### રાગ ગોડી

સભાપર્વનુ કરૂ વખાણ, નવ પ્રકરણ છે નિરવાણ,
સભા રચી આપી છે સારી, ઉપકારી થયો આચારી ૧
આવ્યા નારદઋષિ સાર, દેવસભા કહી અવિધાર,
રાજસૂયના તો સમાચાર, તેથી તેના કર્યા વિચાર ૨
આવ્યા શ્રીકૃષ્ણ કમળાપતિ, જરાસંધ નાર્યો છળવતી,
છોડયા રાજા મળિયા જેહ, પાડવ દિગ્વિજય કીધો તેહ ૩
રાજાઓએ આણી ભેટ, સર્વ પોહોચ્યા છે ઠેઠ,
પ્રથમ પૂજ્યા ત્યા શ્રીકૃષ્ણ, શિશુપાળનુ ઉપન્યુ પ્રશ્ન ૪
તેનો વધ કર્યો મહારાજે, યજ્ઞપૂર્ણ કર્યો શુભ સાજે,
દુર્યોધનની થઇ છે હાસી, વિરોધની વાત ઉકાશી ૫
આવ્યા વિદુર તેડવા કાજે, જુગટુ રમ્યા બુદ્ધિ ને સાજે,
તેમને છોડવ્યા દ્રૌપદી રાણી, ફરી હગવ્યા ગુણની ખાણી ૬
એટલી કથા કહી છે વ્યાસ, થયા પુરજન તો ઉદાસ,
ગયા પાડવ વનમા પાચ, મળ્યુ સાચ્યુ સચ્યુ સાચ ૭

## વનપર્વ

### કડવુ ૪ થુ

### રાગ હિંદોલગોડી

વનપર્વની કથા કહુ, જેનો ઘણો વિસ્તાર રે,
સોળ પ્રકરણ સામટા છે પામે નતો પાર રે ૧
લોક ગયા છે સર્વ પૂઠે, વગાવે ધમગાય રે,

---

૫ ઉકાશી-ઉપસ્થિત કરી

ધૌમ્ય ગુરુને પૃછી રાજા, અખેપાત્ર મેળવે સાર જે ૨

ઢાળ.

અખેપાત્ર તો મેળવ્યુ, ગયા વિદુર પાંડવ પાસ,
પાછા ધૃતરાષ્ટ્રે તેડાવ્યા, વિદુર આવ્યા પાસ ૩
પછે કર્ણરાયે કૂડી બુદ્ધિ, દુર્યોધનને આપી,
તે વાત ગમે છે દુષ્ટને, પાડવ મારણ પાપી. ૪
તેને વ્યાસે વારિયા, આવ્યા મૈત્રેય મુનિરાજ,
શાપ દેઇ તે તો વળ્યા, કથળ્યુ દુષ્ટનુ કાજ ૫
કિર્મિર માર્યો ભીમસેને, પાડવ ગયા વન જાણી,
પાચાલ અને યદુપતિ આવ્યા, મળિયા છે ચક્રપાણિ. ૬
કૃષ્ણ લઢના સજ્જ થયા, તેને પાર્થે વાર્યો,
દ્રૌપદીના વિલાપ સુણે, ધર્મ સારા ધાર્યો ૭
સુભદ્રા ગઇ દ્વારકામા, દ્રૌપદીપુત્ર દ્રુપદ સાથે,
દ્વૈતવનમા પાડવ રહ્યા, દુ ખ વેઠ્યા માથે ૮
દ્રૌપદીએ વેણ કુડા, કહ્યા ધર્મ નરેશ;
ભીમે પણ તહીં કાઇ ન રાખ્યુ, બોલવાનુ શેષ ૯
એવે મુનિ વ્યાસ આવ્યા, મ ત્ર આપી વળિયા,
કામ્યકવનમા પાડવ ગયા, દુ ખના દિન દળિયા ૧૦
અર્જુન ગયા આયુધ લેવા, થયુ યુદ્ધ શકર સાથે,
પાશુપતાસ્ત્ર આપ્યુ શિવે, વળગ્યા જ્યારે બાથે ૧૧
ઇદ્રે સ્વર્ગમા સાથે લીધા, ધૃતરાષ્ટ્ર થયા દુ ખી,
પાડવકેરી પેર તેવી, બૃહદશ્વે કર્યા સુખી ૧૨

---

૨ અખેપાત્ર—અક્ષય પાત્ર—જેમા ગયેલુ અન્ન ખૂટે નહિ એવુ પાત્ર.
૭ પાર્થ—અર્જુન

નગરાજાનું ગાન કીધું, દમયંતીનું દુઃખ,
સુણી રાજા વીસર્યા, સંતોષે પામ્યા સુખ ૧૩
દ્યુતવિદ્યા રાજા શીખ્યા, નિપુણ થયા અપાર,
એવે લોમશ ઋષિ આવ્યા, કહ્યા અર્જુનના વિચાર. ૧૪
(તેથી) તીર્થ કરવા પાંડવ ચાલ્યા, તેનો છ વિસ્તાર;
તેના પુણ્યથી વાત સારી, સુણી ઉતરીએ પાર. ૧૫
પુલસ્ત્યકથા નારદે કહી, તે યાત્રા તો કીધી;
ઇંદ્રે બ્રાહ્મણકેરૂ રૂપ લેઇ, કર્ણની હરિ સિદ્ધિ. ૧૬
કુંડળ ગયાં કર્ણનાં તે, થયું સહુને જાણ;
ગય અગસ્ત્ય શૃંગીકેરાં, સુણ્યાં છે વખાણ. ૧૭
પરશુરામનાં પરાક્રમ સાંભળી, કપ્યા રાજા જાણ;
યાદવનો મેળાપ થયો, પ્રભાતમાં નિરવાણ. ૧૮
સુકન્યા ચ્યવનની કથા, માધાતાનું ચરિત્ર;
જંતુકેરો યાગ કીધો, સોમકે પવિત્ર. ૧૯
પુત્રહોમે સો પુત્ર મળિયા, કથાનો વિસ્તાર,
શિબિરાજાની પરીક્ષા, અષ્ટાવક્ર મહિમા સાર. ૨૦
યવક્રીતની કથા સારી, રૈભ્યનો મહિમાય,
ગન્ધમાદન પર્વતકેરી, કહી રૂડી કથાય. ૨૧
નરનારાયણકેરે સ્થાને, રહ્યા પાંડવ પાંચ,
ઘટોત્કચને તેડાવ્યો છે, અદકી દીઠી આંચ ૨૨
ત્યાં કમળ માગ્યા દ્રૌપદી, ને ભીમ લેવા જાય;
હનૂમાનનો મેળાપ છે, કીધી અર્જુન સાથ ૨૩
મણિમત યક્ષશું યુદ્ધ થયું. જટાસુર માર્યો જાણ,

૧૯ જંતુ—એ નામના પુત્રનો

વૃષપર્વા રાજા આવ્યા, કર્યા છે તે વખાણ ૨૪
આર્ષ્ટિષેણને આશ્રમે, ગયા પાડવ પાચ,
ભીમના વખાણ કીધા, દ્રૌપદીએ વેડી આચ ૨૫
શકરગિરિ પર ભીમ ગયો, માર્યા રાક્ષસ સાર,
કુબેરજી તો ભેટિયા, લહ્યા શુભ વિચાર ૨૬
અર્જુન મળિયા આવીને, પામ્યા આનદ ત્યાય,
દિવ્ય અસ્ત્રો મૂકિયા, દેવ આવ્યા જ્યાય ૨૭
પછે ગધનમાદન ઊતર્યા, નહુષે ગળિયો ભીમ,
યુધિષ્ઠિરે છોડવ્યો, પ્રશ્નકેરે નીમ ૨૮
કામ્યકમા તો પાડવ આવ્યા, શ્રીકૃષ્ણ આવ્યા જાણ,
માર્કડેયમુનિ આવ્યા, કથા કહી નિરવાણ ૨૯
પૃથુરાજાકેરી કથા ને, તાર્ક્ષ્યનો વિવાદ,
મત્સ્યકેરૂ ચરિત્ર સુણ્યુ, ઇદ્રદ્યુમ્નનો વાદ ૩૦
ધધુમાર ને પતિવ્રતા ધર્મ, અગિરાનુ આખ્યાન,
કૃષ્ણા સત્યા સવાદ થયો, દ્રૌપદી પામી માન ૩૧
દ્વૈતવનમા પાડવ આવ્યા, દુર્યોધન તો આવ્યો,
ઘોષ મિષથી હાર્યો તે તો, ભીમને મન ભાવ્યો ૩૨
તેને ભીમાર્જુને છોડવ્યો, થયા રાય પ્રસન્ન,
મૃગસ્વપ્ન નરેશ પામ્યા, કામ્યકે આવ્યા જાણ ૩૩
શ્રીહિદ્રૌણિક સાભળ્યુ, દુર્વાસાનુ ચરિત્ર
જ્યદ્રથે હરણ કીધુ, દ્રૌપદીનુ પવિત્ર ૩૪
તેને ભીમે માર માર્યો શ્રીરામનુ ગુણ ગાન,
સાવિત્રીસતીકેરૂ ગાયુ, ચરિત્ર તો મહાન ૩૫

---

૩૦ તાર્ક્ષ્ય-ગરૂડ.

આરણેય ઉપાખ્યાનને, વર્ણવ્યું મુનિ જાણ;
યમે પુત્રને શિક્ષા દીધી, કરીને વખાણ. ૩૬
એટલી કથા છે વનપર્વે, અપાર લીલા સાર;
નમો વ્યાસ મુનિ પ્રભો, જેના પુણ્ય વિચાર. ૩૭

વલણ.

પુણ્યપ્રદ વિચાર જેના, નમો તે વેદ વ્યાસ રે;
હરિદાસ શું વર્ણવે, ગુણ અપાર પ્રકાશ રે. ૩૮

## વિરાટપર્વ.

### કડવું ૫ મું.

રાગ રામગ્રી.

વિરાટપર્વ છે ગુણધામ, ચોથું પર્વ છે તેનું નામ,
ચાર પ્રકરણ છે એનાં સાર, બાંધ્યા શમીએ હથિયાર. ૧
જૂદે વેશ રહ્યા અવિધાર, તેમા કીચક પામ્યા પાર;
દુર્યોધને મોકલિયા દૂત, તે તો શોધવા ભમિયા ભૂત. ૨
પણ પાર ન પામ્યા તે તો, પુણ્યવાન સહુ તમે ચેતો;
કીચકનો સુણી ઘાત, ત્રિગર્ત મોકલ્યો કુરુનાથ ૩
તેમાં વિરાટ ચઢિયો યુદ્ધ, શત્રુએ તો ભૂલાવી શુદ્ધ,
તેને ભીમસેને મૂકાવ્યો, ગાયો પાછી વાળીને લાવ્યો ૪
બીજી પ્રગથી આવ્યા જાણ, ભીષ્મ દ્રોણ કર્ણ બળવાન;
તેને જીત્યો પારથ જાણ, કર્ણનું તો મૂકાવ્યું માન ૫
પછે જ્યા થયા પાઠ્ય, થયા નૃત્ય ત્યા શાઠ્ય,
અર્જુનપુત્રને ઉત્તરા આપી, એમ પીડાને ત્યા શાપી ૬

---

૨ પાર પામ્યા—મૃત્યુ પામ્યા

એટલી કથા છે એ માંય, સુખ પામ્યા પાંડવ જ્યાંય;
એ પછી ઉદ્યોગપર્વ, જેમા કૌરવકેરો ગર્વ. ૭

## ઉદ્યોગપર્વ.

### કડવું ૬ ઠું.

રાગ ગોડી.

પાંચમુ છે ઉદ્યોગ પર્વ, તમે જાણજો શ્રોતા સર્વ;
એકાદશ પ્રકરણ છે વિસ્તાર, તેનો હરિદાસ કહેશે સાર. ૧
ઉપપ્લવ્યમાં રહ્યા સર્વ, ગુણ ગાઉછુ આ પર્વ;
ગયા શ્રીકૃષ્ણ પાસે બેય, અર્જુનને દુર્યોધન જેય. ૨
એક પાસે અક્ષૌહિણી સેન, એક પાસે મંત્રી કમળનેન;
અર્જુને માગ્યા શ્રીકૃષ્ણ, તેને કીધા કૃષ્ણે પ્રસન્ન. ૩
શલ્યને છેતરિયો છે રાય, તેથી દુર્યોધનની કીધી સાંય;
સુણાવ્યુ ઇંદ્રનુ આખ્યાન, શલ્ય રાય ગયો પામી માન. ૪
કર્ણ તેજહીણ તો કરજે, એવો સ્વારથ સાચો ભરજે;
માગ્યુ ધર્મે એટલુ સાર, ગયો શલ્ય તે કૌરવ ત્યાર. ૫
દ્રુપદરાયનો પુરોહિત, ગયો કૌરવનુ કરવા હિત;
ધૃતરાષ્ટ્રે મોકલ્યો ત્યાય, ગાવલ્ગણ સંજય તો જ્યાય ૬
સુણ્યા કૃષ્ણ છે પાંડવ સાંય, ચિંતા ધૃતરાષ્ટ્રને થાય;
તેને બોધ કર્યો વિદુર, સનત્સુજાત છે જ્ઞાન પૂર. ૭
તેમણે દીધો ઉપદેશ, તોય રીઝ્યો નહિ નરેશ;
સભામાં કહી સંજયે વાત, આવ્યા યદુપતિ સાક્ષાત ૮
કરી વિષ્ટિ અંગદે જેમ, શ્રીકૃષ્ણ સમજાવ્યા તેમ;
દમોદવનું ગાયુ ચરિત્ર, કહ્યા કન્યાના ગુણ પવિત્ર. ૯

---

૬ ગાવલ્ગણ–ગાવલ્ગણિનો પુત્ર—સંજય

ગાલવકેરૂ કહ્યુ ચરિત્ર, વિદુલાપુત્ર દિક્ષા પવિત્ર;
થઈ કૃષ્ણને મારવાની વાત, વૈરાટરૂપ થયુ વિખ્યાત ૧૦
કર્ણને સાથે લઇ ગયા દેવ, તોય તજ્યો નહિ અહમેવ,
આવ્યા ઉપપ્લવ્ય શ્રીકૃષ્ણ, સહુ માડી કહ્યા પ્રશ્ન. ૧૧
થઇ યુદ્ધની તૈયારી સાર, ગયા કુરૂક્ષેત્ર મોઝાર;
ધૃતરાષ્ટ્રે મોકલ્યો ઉલૂક, તે તો બોલ્યો વાણી ચલૂક. ૧૨
ભીષ્મપિતામહે ગણ્યા રથિ, તેવા સામાના મા'રથિ,
પછે પોતાનુ કહ્યુ કર્મ, અબાનો ગયો જેમા ધર્મ ૧૩
સધિ વિગ્રહકેરૂ એ પર્વ, સુણે તેને મળે સર્વ.
જાયે થયો હોયે ગર્વ, સમજે તો મળે ધર્વ. ૧૪

વલણ.

ધર્વ પામે સુણે જે કો, ઉદ્યોગપર્વની વાત રે,
વિદુરનીતિ કૃષ્ણનીતિ છે, થાયે રૂપ સાક્ષાત રે ૧૫

## ભીષ્મપર્વ.

### કડવુ ૭ મુ.

રાગ વૈરાડી.

છઠ્ઠુ પર્વ તો તમે સુણો, ભીષ્મપિતામહકેરૂ;
ભીષ્મપર્વ તો નામ તેનુ, દામોદરનુ દે'રૂ. ૧
ચાર પ્રકરણ તેમા પૂરા, જંબુખડની રચના,
ધર્મનુ સૈન ખેદ પામ્યુ, કહેવાએ નહિ રસના ૨
ભગવદ્ગીતા કૃષ્ણ ભાખી, અર્જુન કર્યા પ્રસન્ન,
ભીષ્મે પણ મૂકાવ્યુ કેશવ, ચાબૂક લીધી રણ ૩
પછે અર્જુનને તો ઘણા કહ્યા, કૃષ્ણજીએ કે'ણ,

૧૨ ચલૂક—હલકી ૧૪ ધર્વ—શતો।

તથી શિખંડી આગળ રાખી, પાડ્યા પાર્થે વેણ ૪
ભીષ્મપિતા ભૂમિ પાડ્યા, અર્જુન મહાબળવાન,
માગ્યુ આપ્યુ પાર્થે ત્યાં, સુયોધનને નહિ જાણ ૫
પછે કર્ણે અસ્ત્ર લીધા, લઢ્યો યોધની સાથ,
એ ભીષ્મ સૂતા બાણ સજ્જા, શૂરવરકેરે માથ ૬

## દ્રોણપર્વ

### કડવું ૮ મુ.

### રાગ રામગ્રી.

કહુ દ્રોણપર્વ પાવન જી, જેથી શ્રોતાનુ રીઝે મન જી,
ચઢ્યા અપાર બ્રાહ્મણ વૃદ્ધ જી, ટાળી ઘણા શૂરની શ્રદ્ધ[1] જી ૧

### ઢાળ.

દ્રોણ ગુરૂએ કહ્યુ સાચુ, દુર્યોધનને ત્યાંહી,
હુ અજાતશત્રુ પકડી આપીશ ગયુ નથી કાંઇ ૨
પણ અર્જુન જો જૂદા પડે, તો થાયે એ કામ,
નહિ તો નથી ઇંદ્રની કે, વરૂણકેરી ધરવા હામ ૩
સંસપ્તક યોધા લઈ આવ્યા, અર્જુનને તો જાણ,
ભગદત્ત માર્યો અર્જુને, સુમતિક હાથી ભાણ ૪
જયદ્રથે રોકિયા, ચારે પાંડવ શૂર,
મહાદેવકેરૂં વચન છે, તેથી અટક્યુ પૂર ૫
પછે અભિમન્યુ મારિયો, જેહ અર્જુનતન,
સાત અક્ષૌહિણી સેના મારી, કર્યો જયદ્રથ પતન ૬
અર્જુન મળવા કારણે, ગયા સાત્યકિ ને ભીમ,

[1] શ્રદ્ધ—શ્રદ્ધા

કર્યો તિરસ્કાર અપાર રે, અહંકારી નીકળ્યો ત્યાર રે,
ભીમ સાથે ગદાયુદ્ધ કીધું રે, આવ્યા બળદેવજી સર્વ સિધ્યું રે. ૬
કહ્યા તીર્થના જે જે પુણ્ય રે, ગયા પવિત્રતાના ગુણ રે,
પાળી પ્રતિજ્ઞા ભીમે જાણ રે, રામે કર્યા નહિ વખાણ રે ૭
એ પર્વમા એટલો સાર રે, ગર્વ પામે વાચે તેનો પાર રે,

## સૌપ્તિકપર્વ

### કડવુ ૧૧ મુ.

### રાગ રામગ્રી

સૌપ્તિકપર્વની કથા કહીએ જી, જેથી દુ ખગ મનના દહિયે જી,
પર્વ દશમુ છે એ તો સાર જી, ત્રણ પ્રકરણનો છે વિચાર જી ૧
મારી દુર્યોધનને ગયા જી, પાડવ સર્વ સુખી થયા જી,
આ વા સાજે ત્યા તો ત્રણ જી, કૃતવર્મા કૃપાચાર્ય રણ જી ૨
અશ્વત્થામા આવ્યા પાસ જી, જોયો રાજાને ઉદાસ જી,
ત્યા લીધી પ્રતિજ્ઞા કૂડી જી, જેની મતિ થઈ છે ભૂડી જી ૩
ધૃષ્ટદ્યુમ્ન અને પાડવો જી, આજ તજાવુ છુ તાડવો જી,
જ્યારે એમને મારૂ સાર જી, કવચ ઉતારૂ અગનુ ત્યાર જી ૪
પછે સૂર્ય આથમ્યો એવે જી, ઘૂડે કાગડા માર્યા તેવે જી,
તે દષ્ટાત જોઇ ગયો જી, દુષ્ટકર્મા બ્રાહ્મણ થયો જી ૫
ત્યા એક રાક્ષસ મળિયો જી, તેણે બળ તો સર્વ હરિયો જી,
ત્યારે સભાર્યા સ્મશાનવાસી જી, તેમણે તો ટાળી ઉદાસી જી ૬
માર્યા અજાણે સૂતેલા જાણ જી, તેનુ કરશે કોણ વખાણ જી,
દ્રૌપદીના પાચ પુત્ર જી, ભાઇ માર્યા તેના સૂત્ર જી ૭
પાચ પાડવ સાત્યકિ જેહ જી, બચ્યા કૃષ્ણ તો નિ સદેહ જી,

---

૪ તાડવો—નાચરગ

તે સર્વ વાત જાણી કૃષ્ણ જી, મારનાર વિષે કર્યું પ્રશ્ન જી. ૮
લીધી પ્રતિજ્ઞા દ્રોપદી રાણી જી, મારનારને મરાવી પીવુ પાણી જી,
રાણીને રીઝાવવા ભીમ જી, મારવા દોડયા તજી નીમજી. ૯
નાઠો અશ્વત્થામા બીધીજી, તેણે હઠ તો એક લીધી જી,
પાડવ વગરની કરવા જગની જી, નારાયણાસ્ત્ર મૂકયુ તજી મતિ જી. ૧૦
તે વાર્યું અસ્ત્ર અર્જુને જી, વ્યાસમુનિને ખોટુ લાગ્યું મને જી,
દીધો તેમણે અશ્વત્થામાને શાપ જી, તેને તેણે દીધો સંતાપજી. ૧૧
મારવો ન ઘટે બ્રહ્મણ જી, વિચારીને ઊભા ત્રણ જી;
લીધો માથાનો મણિ ત્યાય જી, મરણ તુલ્ય થયો છે જ્યાય જી. ૧૨
જોઇ મણિ રીઝયા રાણી જી, પછે પીધુ ત્યાંહી પાણી જી;
એટલી કથા છે એ પર્વજી, મન દુભાશે સુણી સર્વ જી. ૧૩
હવે આગળનું કહુ પર્વ જી, મન દુભાશે સુણી સર્વ જી,
મહાભારતની નીતિ મોટી જી, રતિ પૂર નથી કાંઈ ખોટી જી. ૧૪

વલણ.

નીતિ ખોટી રતિ નથી, સાભળતા સુખ થાય રે,
મહાકુકર્મતણા પ્રાયશ્ચિત્ત, બળીને સહુ જાય રે ૧૫

## સ્ત્રીપર્વ.

### કડવુ ૧૨ મુ.

રાગ સોરઠ.

એકાદશમુ પર્વ કહીએ, સ્ત્રીપર્વ જેનુ નામ,
પાચ પ્રકરણ તેના છે, ગઇએ તેના ગુણ ગ્રામ ૧
જેમા ભીમ ઉપર રોષથી, ધૃતરાષ્ટ્ર ક્રોધ્યા સાર,

---

૧૦ બાધી બીહીને ૧૫ પ્રાયશ્ચિત્ત-પાપ ગ્રામ-જથો

દ્રોણકેરો તજાવ્યો, ભીમે તો ત્યાં નીમ. ૭
સંસપ્તકને અર્જુને માર્યા, નારાયણ નામ તાડ્યા;
અલંબુષ શ્રુતાયુ જલંધર, ભુરિશ્રવાને પાડ્યા. ૮
દ્રુપદને દ્રોણે માર્યા, વિરાટને તો ગાર્યા;
ઘટોત્કચને શક્તિ મારી, કર્ણરાયે વાર્યા. ૯
નર કુંજર ભેદથી, દ્રોણગુરૂને છલ્યા;
ધૃષ્ટદ્યુમ્ને શસ્ત્ર વગરના, દ્રોણગુરૂ જીત્યા. ૧૦
તેથી પારથ રીઝ્યા નહિ. કૃષ્ણ કે' થયું ઠીક;
પછે અશ્વત્થામાએ મોકલ્યું, નારાયણાસ્ત્ર લાગી બીક. ૧૧
ભીમને ભગવાને વાર્યો, આવ્યા વેદવ્યાસ;
શ્રીકૃષ્ણ અર્જુન ગુણ ગાયા, મટ્યા સહુના ત્રાસ. ૧૨
એ પર્વમાં સંહાર થયો, રાજા આવ્યા જેહ;
તેનું વર્ણન વિસ્તારે છે, દ્રોણપર્વમાં તેહ. ૧૩

વલણ.

દ્રોણપર્વમાં અપાર લીલા, વર્ણવી છે વ્યાસ રે;
હરિદાસ ગુરૂપ્રતાપથી, કંઇક કરે પ્રકાશ રે. ૧૪

## કર્ણપર્વ.

### કડવું ૯ મું.

રાગ ગોડી.

આઠમું પર્વ તે તો સાર, કર્ણપર્વનો માંહી વિચાર;
મહાઉન્મત કર્ણનું યુદ્ધ, જેની ગર્વમાં ગયેલી શુદ્ધ. ૧
એકમાં એક પ્રકરણ અવિધાર, પર્વ આઠમું છે તે સાર;
મદ્રદેશના રાજા શલ્ય, થયા સારથી મહામલ્લ. ૨

તેણે કર્ણની નિંદા કીધી, સારી શીખામણ ના દીધી;
ત્રિપુરાસુરની કહી કથા, કર્ણ શલ્ય સંવાદ જથા. ૩
હંસ કાગડાનું આખ્યાન, મૃત્યુ પાંડવનું થયું જાણ,
યુધિષ્ઠિરને કરી છે વ્યથા, કર્ણ શૂરવીર તો જથા. ૪
લઢ્યા બે બાંધવ ત્યાં સાર, ધર્મ પાર્થ વિરૂદ્ધ વિચાર;
તેમાં મનાવ્યો કૃષ્ણરાય, અર્જુન તો શાંત ન થાય. ૫
કર્યો તેને દેવે શાંત, ભીમે અરિની ટાળી ભ્રાંત,
પીધું રૂધિર દુઃશાસનનું, અમતું પાડવનું થયું મનનું. ૬
માર્યો અર્જુને કર્ણ કઠોર, ગળ્યું ચક્ર ભૂમિ તે ઠોર,
એ કર્ણપર્વનો છે સાર, જેમાં ઉત્તમ છે વિચાર ૭

## શલ્યપર્વ

### કડવું ૧૦ મું.

### રાગ ખાંગવેરાડી.

સુણો શલ્યકેરૂં યુદ્ધ રે, જે તો થયો'તો અશુદ્ધ રે;
પર્વ નવમું છે નિરધાર રે, ચાર પ્રકરણનો છે વિચાર રે. ૧
થયો સેનાપતિ તો શલ્ય રે, તે બળેતો મોટો મલ્લ રે,
કુમારનું છે આખ્યાન રે, અભિષેકનું જેમાં માન રે. ૨
વિભાગથી યોદ્ધા લડ્યા રે, કૌરવના સર્વ પડ્યા રે;
ધર્મરાજાએ માર્યો શલ્ય રે, જે બળનો મોટો મલ્લ રે. ૩
સહદેવે માર્યો શકુનિ રે, જેની જૂઠામાં ઝાઝી ધુનિ રે,
એમ સૈન જ્યારે સૂનું રે, ત્યારે દુર્યોધન મન બીન્યું રે ૪
પેઠો પાણીના ખાડામાં જાણ રે, ભણ્યો સ્તંભમંત્ર પ્રમાણ રે,
કહી શિકારીએ તે વાત રે, જાણ્યું ભીમે થયો સાક્ષાત રે ૫

---

૫ સ્તંભ મંત્ર-પાણીમાં થોભી રહેવાની વિદ્યાનો મંત્ર

લોહ મૂર્ત્તિ ભંગાવી કૃષ્ણે, આલિંગતાં અવિધાર. ૨
તેની શાંતિ વિદુરે કીધી, ઉત્તમ વેણે સારી;
ધૃતરાષ્ટ્ર સ્ત્રી સહિત આવ્યા, રણભૂમિ જ્યાં ભારી. ૩
ત્યાં કરૂણાવાળા શબ્દ સુણી, થયો મનમાં ખેદ;
ક્રોધ થયો પતિપત્નિને, મનમાં પડ્યો છે છેદ. ૪
ભાઈ ભાંડુ પિતા કાકા, મુએલા ત્યાં જોયા;
ક્રોધ શમાવ્યો કૃષ્ણજી, સાથે બેશી રોયા. ૫
શ્રાદ્ધ સાર્યો યુધિષ્ઠિરે, શાસ્ત્રના જે જાણ;
તર્પણ કીધું નામ દઈ કરી કરી વખાણ. ૬
ત્યાં કર્ણકેરી વાત કીધી, કુંતીએ તો સાર;
તે સાંભળીને ખેદ થયો, ઘણો કર્યો વિચાર. ૭
દુઃખદાઈ એ પર્વ છે, આવે કરૂણા સાર;
પ્રભુનું તો ગમતું થાયે, પામે કોણ એના પાર. ૮

## શાંતિપર્વ.

### કડવું ૧૩ મું.

### રાગ મારૂ.

કહ્યાં પર્વ અમો અગિયાર, હવે બારમાનો વિચાર;
પૂરે આશા તો અવિનાશ, હરિદાસ કરે પ્રકાશ. ૧
દ્વાદશપર્વનું નામ તો ભણું, શાંતિપર્વના ગુણ ગણું;
જેનાથી થાય મોક્ષ સારો, વળિ મતિતણો વધારો. ૨
જેની લીલા જ્ઞાની ગાય, હરિદાસ વાંચે તે થાય;
સારૂં ભારત વાંચ્યે જે ફળ, તે તો સાર વાંચ્યાનું ફળ. ૩
જ્ઞાનીતણું ઘર છે એહ, વાંચે તે થાય નિઃસંદેહ;
એનું વર્ણન કરે શેષશાયી, મારી મતિ તો હારી ભાઈ. ૪

૩ સારૂં–અધું.

એના પ્રકરણ છે તો ચાર, જાણો ચાર વેદ અવિધાર,
ચાર વેદનું એમાં તત્વ, સર્વ ભારતકેરૂ છે સત્વ ૫
ભાગતનું સાર છે શાંતિ, વાંચે તેની વધની કાંતિ,
સમજે પિતૃલોકની વાત, વળી પિતૃધર્મની ખ્યાત ૬
પિતૃધર્મની જાને જાત, ઓળખે આપ આપણી વાત,
તેવી સર્વ સબંધીની જાણ, મગાવાલામાં પામે માન ૭
સબંધીના જેહ સબંધ, તે તો જાણે સર્વ સબંધ,
મામા કાકાકેરી પેર, જાણે તેને થાયે લે'ર ૮
ધન્ય ધન્ય વ્યાસજી મુનિ, કરી વેદ શાસ્ત્રની ધુનિ,
સવ સગા માર્યા જ્યારે, ધર્મ ઉદાસી પામ્યા ત્યારે ૯
તેની ઉદાસીનો પ્રકાર કહ્યો છે જેનો સારો વિસ્તાર,
પામ્યો વૈરાગ રાજા ધર્મ, ખગ વૈરાગ્યના છે કર્મ ૧૦
નવ રાજ્ય થવાની વાત, જ્યારે કબૂલ કરતા ખ્યાત,
ત્યારે બાણશય્યામાં સૂતા, પિતામહ જે ભીષ્મજી હતા ૧૧
તેમણે કહ્યા રાજાના ધર્મ, કહ્યા રાજાકેરા કર્મ,
જોઇ જાણી પામ્યા સુખ, ધર્મ વિસર્યા સર્વે દુખ ૧૨
જો કોઇ રાજા જાણે એહ, થાયે રાજા ખરો તેહ,
જાણે શું મ્લેચ્છો તેનો સાર, અધર્મી કરે છે બેવાર ૧૩
એવા ધર્મ ભાખ્યા છે ખગ, અમૃતના ઘડા ભર્યા,
કામ પડે ત્યારે કરવું કેમ, રાજાએ જાળવવું કેમ ખેમ ૧૪
અરિની સાથે કેમ કરવું, રોગી થઇ ઉદરને ભરવું,
એવી આપત્તિ કહી સાર, પામે ડાહ્યા રાજા પાર ૧૫
જે માને ભીષ્મનું કે'ણ તે તો સાચો થાયે વેપ,

૧૩ મ્લેચ્છો મથમરના વખતના મ્લેચ્છ રાજાઓ

એવા રાજા ધર્મ છે સારા, જેના સાર છે જ અપારા ૧૬
પછે મોક્ષધર્મની વાત, કરી વ્યાસમુનિએ ખ્યાત,
તેની વાત હુથી નવ થાય, હરિદાસ તે શા ગુણ ગાય ૧૭
છે મોટુ પર્વ તો એહ, વાચે થાયે નિ મ દેહ,
ગુરૂપ્રતાપે કહ્યો સાર, મોટા પર્વતણો અધિકાર ૧૮
વ્યાસનારાયણને નમી, કહી વાત જે જે ગમી,
હવે આગળ કહીશુ સાર, બીજા પર્વતણો વિચાર ૧૯

વલણ.

બીજા પર્વતણો વિચાર કહીશુ, સુણો સર્વે જન રે,
ભારતકેરી કથા સુણત, પ્રસન્ન થાયે મન રે ૨૯

## અનુશાસનપર્વ.

કડવુ ૧૪ મુ.

રાગ ગગગ્રી.

કહુ તેરમા પર્વની વાત રે, સુણો શ્રોતા બહુ વિખ્યાત રે,
જેની લીલા છે અપાર રે, તેના કહુ અમો વિચાર રે ૧
ગુરૂકૃપાએ ગાવા ગુણ રે સુણે તેને થાયે સારૂ પુણ્ય રે,
તેરમુ પર્વ અનુશાસન રે, સુણે તે તો થાયે ધન્ય રે ૨

ઢાળ.

ધન્ય થાયે તેહ નર, જે સુણે સારૂ પર્વ,
એક પ્રકરણ એહનુ છે પ્રભે ધાર્યું સર્વ ૩
જેમ ભીષ્મપિતામહથી થયો, ધર્મરાજા શાંત,
તેમ બીજા સર્વ થાય ભાઇ, જાતિતણા મહાંત ૪
આચાર પામે ધર્મમા, ને વળી ક્ષેમમા તેમ,
દાન દેવા જાણે સારા, જાણે તેથી ક્ષેમ ૫

પાત્ર શુ છે ને કોને કે'વુ, અપાત્ર જાણે આપે;
અપાત્રને આપ્યાથકી, દેવ કેવા શાપે. ૬
દાનવિધિ ભાખિયા, ભીષ્મપિતા મહાપુણ્ય;
આચારકેરા વિધિ ભાખ્યા, ગાયા સર્વે ગુણ. ૭
સાચાબોલાતણી કથા, સત્યકેરાં સહુ નામ;
સત્યથકી તરે કેવા, કહી તેની હામ. ૮
ગાય એ સહુ પશુમાં, કેવી છે ગુણવાન;
તેની ગાથા કહી મોટી, બ્રાહ્મણ જે બળવાન. ૯
જેવો દેશ તેવો વેષ ભાખ્યો, સુણો સર્વે જન;
ભારત તો ડ્યાં સાંભળો, સારે મન પ્રસન્ન. ૧૦
ધર્મમાં શુ તત્વ છે તે, કહ્યુ છે વેદવ્યાસે,
સારમાં શુ કહુ અમો, મન ભનાયે ભાસે. ૧૧
બાણશય્યા સૂતા જાણો, ભીષ્મપિતા જાણ,
સ્વર્ગમા સીધાવિયા, કરી સહુ વખાણ ૧૨
તે વાત છે એહ પર્વમા, અપાર લીલા સારી;
વાચે સુણે તેની જાણો, બુદ્ધિ એથી વધારી ૧૩
એ પર્વથી તો બુદ્ધિ વધે, થાય ખરૂ ખોટુ જાણ,
જે જે કહીએ તેહ ઓછુ, સત્ય વચન નિરવાણ ૧૪

વલણ.

નિરવાણ કહ્યો છે હરિદાસે, બોલો શ્રોતા શ્રીહરિ;
અપાર લીલા વ્યાસકેરી, વર્ણવી સારે કરી. ૧૫

## આશ્વમેધિકપર્વ.

### કડવું ૧૫ સું.

### રાગ બાંગવેરાડી.

કહુ ચૌદમુ પ્રકરણ જાણ, આશ્વમેધિકના વખાણ;

એનાં પ્રકરણ છે તો એય, જેનો વિસ્તાર સુણી રે'ય. ૧
સંવર્તકની છે જેમાં કથા, મરૂતની ઉત્તમ છે તથા;
સોનાકેરા ઢગલા મળ્યા, સુણે તે તો જાણો રળ્યા. ૨
પરીક્ષિતનો થાશે જન્મ, સુણો રીઝશો સહુ મન;
અશ્વત્થામાકેરું અસ્ત્ર, બાળશે પરીક્ષિતને શસ્ત્ર. ૩
તેની રક્ષા કરશે શ્રીકૃષ્ણ, નિવારશે સઘળાં પ્રશ્ન;
સાંસો ટાળશે કહું સાર, ઘોડાતણો તો વિચાર.
ગયા અર્જુનપૂઠે જાણ, વ્હારે શ્રીકૃષ્ણ નિરવાણ;
થયાં રાજા સાથે યુદ્ધ, લઢયા નરનારાયણ શુદ્ધ.
ચિત્રાંગદાકેરો તન, જેહ અર્જુનનો જીવન;
તેને નીચાં ભાખ્યાં વેણ, તે તો થશે દુઃખદેણ.
બભ્રુવાહન જેનું નામ, કરશે યુદ્ધનું તે કામ;
જેમ અર્જુનનું શિર પડશે, એવો છોકરો થઈ લઢશે. ૭
તેને જીવાડશે ભગવાન, એવું રૂડું છે આખ્યાન;
વળી નોળિયાકેરી કથા, કહેશે વૈશંપાયન યથા. ८
એટલી કથા છે સારી, સુણે મતિ સુધરે સારી;
અપાર મહિમા ભારતકેરો, સુણે તેનો છૂટે ફેરો. ૯

## આશ્રમવાસિકપર્વ.

### કડવું ૧૬ મું.

રાગ ગાંધાર.

કહુ પંદરમું હું તા પર્વ જી, સુણજો શ્રોતા વક્તા સર્વ જી;
જેની લીલા છે અપાર જી, તેના કહુંછું વિચાર જી. ૧
એનાં પ્રકરણ છે તો ત્રણ જી, માન્યું નહિ ધૃતરાષ્ટ્રનું મન જી;
ગયાં ગાંધારી ને વિદુર જી, તે તો ગયાં નહોતાં દૂર જી. ૨

એવે કુતીમાતાને લાગ્યુ જી, મન સુખમાથી ભાગ્યુ જી,
ગયા પૂછે તેહ સાર જી, એવા કહ્યા છે માહી વિચાર જી ૩
ત્યા મળ્યા વેદવ્યાસ જી, તેમણે પહોચાડી આશ જી,
મરણ પામ્યા પુત્ર ને સગા જી, તે તો નિરખ્યા એક વગા જી ૪
ધૃતરાષ્ટ્રને ગાધારી જી, સમજી કુતીમાતા સારી જી,
પછે વ્યાસના દર્શન થયે જી, પામ્યા સ્વર્ગમા સુખે ગયે જી ૫
ગયા વિદુરજી સ્વધામ જી, સન્જયનુ તો થયુ કામ જી,
એવે આવ્યા નારદમુન્ય જી, જેનુ છે મોટુ પુણ્ય જી ૬
અહી મદ વિનાશની વાત જી, થઇ મોટા કુળની રાત જી,
આ પર્વની લીલા એવી જી, તર્યા ધર્મને સહુ સેવી જી ૭

## મૌશલપર્વ

### કડવુ ૧૭ મુ

### રાગ વેગડો

સોળમાપર્વતણી કથા, સક્ષેપે કહુ સાર,
ગાય સુણે ને સાભળે, તે તો પામે પાર ૧
અપાર લીલા હરિકેરી, કરતા હરતા દેવ,
જાદવકેરી જડ નહોતી, તે વધારિયા અવશ્યમેવ ૨
જેને પાળે તેને મારે, એવા એ છે દેવ,
જો ગર્વ ન હોય તોજ જીવે, બાકી મરે અવશ્યમેવ ૩
સાસો પડે સહુ વાતનો, સુણો તેની પેર,
રૂડી કથા તે અમો કહુ, માધવની જો મે'ર ૪
મૌશલપર્વ તો અમો કહુ, જેમા જદુવરની વાત,
એક પ્રકરણ એમા છે રૂડી ભૂડી ખ્યાત ૫

૨ અવશ્યમેવ–જરૂર

જેને સા'ય શ્રીકૃષ્ણકેરી, તેનો કરે કોણ નાશ;
બ્રાહ્મણને તો આગે કરી, છોડાવી છે આશ. ૬
શાપ શેનો હરિને કુળ, તોય લાગ્યો શાપ;
દારૂપીધો ઘણો તેથી, થયો ઘણો ઉત્પાત. ૭
જે કાળકેરા કાન ઝાલે, તે થયા પતન;
અસ્વતંત્ર થયા સર્વે, રીઝ્યો નહિ કો મન. ૮
જ્યા પાણી પીવા નવ મળે, તેવો ખારો જાણ;
પ્રભાસ પાસે મરણ પામ્યા, યાદવ તો નિરવાણ. ૯
પોતાકેરાં અસ્ત્ર એ તો, થયા કાળનું રૂપ,
મોટા મોટા ત્યાં પડ્યા, મહાભારે ભૂપ. ૧૦
શ્રીબળદેવ અને શ્રીકૃષ્ણ છે, કાળકેરા કાળ;
મનુષ્યા દેહી પાળવા તે, થયા સ્વાધીન કાળ. ૧૧
કોઈ બાળવાને નવ રહ્યું, યાદવકેરૂં જાણ;
કોઇકને સંસ્કાર કીધા, થયા સહુ અજાણ ૧૨
એવે પાર્થે ધીરજ આપી, લીધા જીવતા લોક;
હસ્તિનાપુરમા ગયા, દ્વારકામા થયુ સહુ શોક. ૧૩
ત્યા કાબા મળિયા પાર્થને, નવ ચાલ્યુ જે ગાંડિવ;
બીજાં મોટા શસ્ત્ર જે, વ્યર્થ ગયુ આપ્યુ શિવ. ૧૪
યાદવ સ્ત્રીઓ સાથ લીધી, તેનો કીધો નાશ,
તે જોઇને અર્જુન થયાછે, અતિઘણા ઉદાસ ૧૫
અર્જુન પામ્યા મહાપીડા, સમજાવ્યા છે વ્યાસ,
પણ વૈરાગ્ય ગયો નહિ, મન થયા ઉદાસ ૧૬
ત્યા કહ્યુ રાજા ધર્મને, તમે કરો રાજ,

---

૧૬ વૈરાગ્ય—અર્થાત્ દીલગીરી

અમો તો હાવે કરૂં, દેહ મારો તાજ. ૧૭
એવી કથા છે દુ ખદાયી, પર્વકેરો સાર,
પરમાત્માનો વિનાશ વર્ણવ્યો, મહામોટા વ્યાસ. ૧૮
લીલા છે એ જાણજો, વ્યાસ મોટા મુન્ય,
સુણે સાર જે પર્વનો, થાય તેને પુણ્ય. ૧૯

વલણ.

પુણ્ય થાયે તેહને, જે સુણે સાર સાર રે;
તન મન ધન તો સર્વ પામે, થાય શુદ્ધ વિચાર રે. ૨૦

## મહાપ્રસ્થાનિકપર્વ.

### કડવું ૧૮ મુ.

રાગ ગોડી.

કહું પર્વની લીલા જાણુ રે, કર્યા વ્યાસમુનિએ વખાણુ રે;
તે તો સર્વ ન જાણે કોઇ રે, ભણે તે તો પામે સોઇ રે. ૧
એના અપાર ગુણની લીલા રે, તે જો જાણે શ્રીહરિ છબીલા રે;
ધન્ય વ્યાસનારાયણ દેવ રે, કરીએ એમની તો સેવ રે. ૨
ગુણ અપાર તેનો કહુ સાર રે, કરૂ સત્તરમા પર્વનો વિચાર રે,
જેનુ મહાપ્રસ્થાનિક એવું નામ રે, સુણે ભણે તેની પહોચે હામ રે. ૩

ઢાળ.

હામ પહોચે તેહની, જે મહાપ્રસ્થાનિક સૂણે,
મોક્ષકેરો માર્ગ સુણી, તપસી મોટા ધૂણે. ૪
એક પ્રકરણ એહમા છે, અપાર લીલા જાણ,
પાડવોએ રાજ્ય મૂક્યુ, તેના છે વખાણ ૫
દ્રૌપદીને સાથે લીધી, ગયા ઉત્તર દિશ,
ઘણુ ઘણુ દુ ખ પામ્યા, કષ્ટ વેઠ્યા રીશ. ૬

અગ્નિ આવી સામા મળ્યા, તેને ભેટ્યા અર્જુન;
દર્શન કરી પવિત્ર થયા, પાર્થ થયા પ્રસન્ન. ૭
ત્યારે ગાંડિવ માગિયું, તે આપ્યું અર્જુન;
પછી ત્યાં વારાફરતી પડ્યા, રીઝ્યું નહિ મન. ૮
દ્રૌપદી આદિ મુઆં, તેથી પામ્યા રાજા દુઃખ;
જન્મ સુધી મેં નવ જાણ્યું, કેવું હશે સુખ. ૯
એમ રાજા ચિંતા કરે છે, પછે પ્રકટ્યું જ્ઞાન;
કોઇના સામું જોયું નહિ, આવી જ્યારે સાન. ૧૦
સન્મુખ ચાલ્યા ગયા રાજા, એટલી છે વાત;
મહાદુઃખદાઇ પર્વ છે, તેની કહી ખ્યાત. ૧૧
પછી પર્વ છે જેહ છેલ્લું, તેનાં કરૂં વખાણ;
ભારત સર્વ સાંભળ્યું જેમ, તેવું થાશે પુણ્ય. ૧૨

વલણ.

પુણ્ય થાશે અતિ ઘણું, થયું સત્તરમું પર્વ રે;
શ્રોતા વક્તા સુણો આજે, કથા મારી સર્વરે. ૧૩

## સ્વર્ગપર્વ.

### કડવું ૧૯ મું.

રાગ વેરાડી.

કહું અઢારમા પર્વની કથા, સાર લખિયો જેવો જથા;
સુણતાં થાશે મન પ્રસન્ન, મળે મોક્ષકેરૂં સાધન. ૧
અપાર પવિત્ર ભારતીલીલા, જેમાં ગુણ ગાયા છે લીલા;
મહાવેદવ્યાસે ભાખ્યું, કશું બાકી તો નથી રાખ્યું. ૨
સર્વ પુરાણની માંહી વાત, કરી સારી સારી ખ્યાત;

૨ ભારતી–ભારતની. લીલા–રસવાળા.

ધન્ય ધન્ય વ્યાસજી મુન્ય, સુણો ભારત થાયે પુણ્ય. ३
અઢારમુ પર્વ વખાણુ, હુ તો જેટલુ ભાઈ જાણુ;
ભારતસારનો મોટો સાર, હોય હાથીનો જેવો આ'ર. ४
સ્વર્ગપર્વ એવુ છે નામ, પામે સ્વર્ગ મળે સુંદરશ્યામ;
સ્વર્ગારોહણ કે'છે કોઇ, જેને જેવી વસતી સોઇ. ५
એતુ પ્રકરણ છે ભાઇ એક, સ્વર્ગમા નહિ અન્ય વિવેક;
સ્વર્ગકેરી રચના સારી, તેમા મતિ અમુઝાય મારી. ६
માહે કથા છે ધર્મભૂપ, આવ્યો રથ એક અનુપ,
એક શ્વાનની રૂડી વાત, જેમા ધર્મની થઈ ખ્યાત ७
શ્વાનરૂપે થયા ધર્મ, જોવા યુધિષ્ઠિરના કર્મ,
તેને પેર પેર તપાસ્યો, પણ ધર્મનંદન નવ ખશ્યો. ८
તેથી તજી શ્વાનનુ રૂપ, થયા યમરાજા સ્વય ભૂપ,
એવી લીલા કરી છે સારી, જોઈ મતિ રીઝે મારી ९
ધર્મ પાળો સુખમા દુ ખમા, રામ રાખો તમે મુખમા,
પછે બેઠા ધર્મ વિમાન, સાથે જમતણા રાજાન १०
ગયા સ્વર્ગમા એક રૂપ, મહાસત્યવાદી અનુપ,
ત્યાહી દેખાડ્યુ છે નરક, જેથી દુ ખમા થયા ગરક ११
જોઈ પોતાના બ ધુની દશા, ઘણો કાળ ધર્મ ત્યા વશ્યા,
આવ્યા ઇંદ્ર અને ધર્મ, તેમણે છોડાવ્યા કર્મ १२
ત્યા સુધી છે નરદેહ, સ્વદેહે સ્વર્ગ ગયા એહ,
એવા પુણ્યશાળી નહિ કોઈ, જેની રૂડી જોઈ સોઈ १३
કર્યુ આકાશગ ગામા સ્નાન, થયા દિવ્યરૂપે રાજાન,
પછે ગયા પરમધામે, જ્યા શ્રીકૃષ્ણનુ કીરતન કામે. १४

---

१४ ગમે—ઇચ્છે

ત્યાંના વસનારા જે દેવો, તે તો કહે ધર્મને સેવો;
એવો દેવ ધર્મ દયાળ, મળ્યા મોટા મોટા ભૂપાળ. ૧૫
મળ્યા બધુ અને શ્રીપ્રભુ, જેને કાંઈ રહ્યું નહિ ઊભું;
નહિ જેહ લોકમાં સુખ કે દુઃખ, નહિ તરસ કે નહિ ભૂખ. ૧૬
એવી અપાર લીલા સારી, ધર્મ તો સુખ પામ્યા ભારી;
ધન્ય ધન્ય ધર્મ નરેશ, પામ્યા મોટો પરમ દેશ. ૧૭
જેના નામથી પ્રાણી તરે, ઇકોતેરશત ઊધરે;
જે જૂઠું એ નવ જાણે, તેહ સ્વર્ગમાં સુખ માણે. ૧૮
જેની કીર્ત્તિ કથી ભાઈ, ગુરૂએ સાચથી તજ્યાં શસ્ત્ર સાઈ;
એવો દેવતા નહિ દાતાર, તેવો ધર્મનામે અવિધાર. ૧૯

વલણ.

અવિધાર નામે ધર્મને, જેના ગુણ શું ગાય રે;
હરિદાસ કંઈ કવિ નહિ, જદુવર કરજો સાંય રે. ૨૦

## કડવું ૨૦ મું.

### રાગ મારૂની ચાલ.

અપાર લીલા ભારતકેરી જી, સુણે તેની તો મટે ફેરી જી;
દેવ દાનવ તો ગુણ ગાય જી, માંહી હરિવંશની કથાય જી. ૧
એથી તરે દાનવ દેવ જી, કરે ભારતની જે જે સેવ જી;
છે ગુણ એના અગાધ જી, જાણે કોઈ મોટા સાધ જી. ૨
બીજા મૂર્ખ શું જાણે એને જી, અજાણ્યા નિંદે જેને જી;
કહે સુણે ભારત પૂરૂં જી, તેનું આવરદા થાય અધૂરૂં જી. ૩
એ તો મૂર્ખકેરી છે વાતો જી, જાણો અજ્ઞાનકેરી રાતો જી;
નવ જાણે પુરાણીબાવા જી, તેથી એવા ઢોંગ મચાવ્યા જી. ૪

૧૬ ઊભું—(પાપ).

અમે ભારતનો સાર ભ ખ્યો જી, આ વર્ષમાં ઘણો લાભ દાખ્યો જી;
સાર અને સર્વ જાણો એક જી, બીજો તો છે ખોટો વિવેક જી. ૫
શ્રીહરિકૃપા મોટી માનો જી, જાણો બીજો ખોટો બાનો જી;
શ્રીહરિકૃપાથી અમો કીધું જી, મહાભારતનુ કામ સીધ્યુ જી. ૬
નાટક કાવ્ય ગતિ નવ જાણું જી, ગોવિંદના ગુણ વખાણુ જી;
કવિજન મા દેશો ખોડ જી, હરિભજનના છે કોડ જી. ૭
જે જે વાંચે જે જે સુણે જી, તે તે હરિદર્શન પામે પુણ્યે જી;
પદ ત્રણસેં કીધાં પૂરાં જી, રાગનાં ઘર નથી અધૂરાં જી. ૮
કડવાં વીશ કહ્યાં છે જેમાં જી, ઢાળ સારા ભાખ્યા એમાં જી;
શ્રાવણ અધિકમાસ પાવન જી, પુષ્ય નક્ષત્રમા કર્યું મન જી. ૯
સંવત્ સત્તરસાડત્રીશ જી, ક્યમ કહુ વિપ્ર ગુરૂનો શિષ્ય જી;
ગુરૂકૃપાથી કથા ભાખી જી, સાખ્યયોગમા ભક્તિ દાખી જી. ૧૦
અભિધાનએમિથ્યા જાણો જી, હરિદાસ હરિજનને વખાણો જી,
કૃપા કવિવરકેરી હોય જી, હરિદાસ તો આ દિન જોય જી. ૧૧
કરે કૃપા કમળલોચન જી, ગુણ ગાય હરિદાસ પાવન જી.

વલણ.

પાવન ગુણ હરિદાસ ગાયે, કૃપા શ્રીહરિએ કરી;
બે કર તાળી લઈબોલો, એક વાર મુખ શ્રીહરિ. ૧૨

---

૧૦ ક્યમ—(કવિ પ્રેમાનંદની ના હોવાથી હુ ગ્યી રીતે કહી ગકુ?)

---

## सीताविरहनी

# चातुरीओ.

### ચાતુરી ૧ લી.

રાગ ધનાશ્રી.

નમી ગુરૂદેવને હુ પે'લા જી, સમરૂ સીતાવિરહ વે'લા જી,
ગણપતિ થાય પ્રસન્ન જી, તો તો આશા પૂરે મન જી ૧

ઢાળ

મનતણી તો આશા પૂરે, ગણપતિ ગુણવાન,
સીતાજીનો વિરહ ભાખુ સરસ્વતી કરે બળવાન ૨
નમી કવિજન સર્વને, ગુરૂને લાગી પાય,
સતકેરી સા'ય માગી, હરિજન ગુણ ગાય ૩
રાજા રાવણ મારિયો ને, રાઘવ આવ્યા ઘેર,
રાજ્ય રૂડીપેરે કરેછે, થઇ એક એવે પેર ૪
મહાદુષ્ટ પરિયટ પુરનો, તેને થઇ સ્રીશુ રાડ,
તે બેડક બોલ્યો બોલિયો, ફાડે દુ ખે પા'ડ ૫
મહાસતીને મર્મવાક્ય, બોલ્યો દુષ્ટ ત્યાય,
જા રાડ ના'ય એ રામનો, (જે) સાખે બેઠો જ્યાય ૬
રાવણ જોને હરિગયો, રાખી જેને ઘેર,
તેના ઉપર ક્રોધ કરીને, સ્રી પર કીધી મે'ર ૭
નહિ ઘેર ઘેર રામના, અમે તો મોટા શૂર,
એવુ વેણ તે બોલિયો, મતિનો જે કૂર ૮

---

૫ પરિયટ—ધોબી બૈ ડોતો—બગડોતો—વગર વિચાર્યે મનમાં આવે તેનુ ઝટ બોલી નાખનારો

તેની વાણી અનુચરે આણી, કહી રાજા રામ;
મન માંહે તે દુઃખ પામ્યા, પોતે સુંદરશ્યામ. ૯
અગ્નિમાંથી નિસરી તે, મર ન જાણે વાત;
હરિદાસ શું વર્ણવે, મોટી જેની ખ્યાત. ૧૦

## ચાતુરી ૨ ૭.

### રાગ ધનાશ્રી.

એમ ધોબી બોલ્યો કૂડી જી, વાત વશી રામને ભૂંડી જી;
તેથા બોલાવ્યાં માત પાસે જી, બોલ્યા રાઘવ કૂડી આશે જી. ૧

ઢાળ.

આશ કૂડી રાઘ ા મનમાં, સીતા જાણે શુંય;
બોલ્યા રાઘવ બાળા સુણો, વચન કહું છું હુય. ૨
તમો એકદા બોલિયાં, મન વન જોવા કોડ;
જો જવુ હોય તો હુ જ મોકલુ, શોધી કાઢી જોડ. ૩
સીતા કે' સ્વામી જવુ છે, (ત્યારે) રાઘવ બોલ્યા જાણ;
વહેલાં આવજો જાનકી, કહી કપટ કર્યું નિર્વાણ. ૪
અમો કોઈને પૂછી કે'શુ, થવાને તમને તૈયાર;
કાલે તો તમે ચાલજો, વેલા ઊઠી સવાર. ૫
એમ કહીને મોકલ્યાં, ગયાં સીતા ભુવન;
વન જોવા ઇચ્છા ઘણી, કપટ ન જાણે ભગવન. ૬
એવે બધુ ચાર મળિયા, ભરત શત્રુઘ્ન ને લક્ષ્મણ;
જેમ ત્યાં સર્વે સાંભળો, બધુ મળિયા ત્રણ. ૭
તેમ રાઘવ બોલિયા, ભાઇ સુણો મારી વાત;
સત્યવાત અમો કહુ, મારૂં વચન માનો સાક્ષાત ૮
સીતાને કહે કૂડ લોકો, આંમો મારે મનઃ

તેથી એનો ત્યાગ કરવો, બોલ્યા જગજીવન ૯
હે શત્રુઘ્ન તમે જાઓ, સીતા મૂકવા વન,
એને તજીને આવજો, કે' હરિદાસ જગજીવન ૧૦

## ચાતુરી ૩ જી.

રાગ ધનાશ્રી

શત્રુઘ્ન બોલ્યા વિચારી જી, એવી કુડમતિ નથી મારી જી,
નિર્દોષને કેમ હોય દુઃખ જી, હું તજાવું શેણે સુખ જી ૧

ઢાળ

સુખ હું કેમ તજાવું, દુઃખ દેવાય હરિ કેમ,
મહાસતીને એમ બોલો, થાશે નહિ ક્ષેમ ૨
લોક મન માન્યું કહે, હરિ કરો તેહ વિચાર
અમો વનમા કેમ મૂકું, થતો નથી અવિધાર ૩
મહાદુઃખ જાનકી પામે, વળી ગર્ભવતી જાણ,
અમાગથી હરિ દુઃખ પામે જેના કરૂં વખાણ ૪
માતા તુ'યે ગણું અમો તેને દુઃખ કેમ દેવાય,
રાઘવ એ શું ઉચ્ચરો, એ સત્ય કેમ મનાય ૫
મહામાયા જેવી માતા, તેને ગર્ભવતી તજાય,
હાય ! હાય ! કહી ધરણી સૂતો, શત્રુઘ્ન તો ત્યાંય ૬
ઊઠાડ્યો ઊઠે નહિ, મહાદુઃખ પામ્યો જાણ,
હરિ આ શું ઉચ્ચર્યા, કોણે કહ્યું અજાણ ૭
તે મૂઢને હું મારી નાખું, એવું બોલ્યો જેહ,
શુદ્ધ સતીને કૂડ કહેછે, મારું નિસંદેહ ૮

---

૯ આસો મ શય ભગવાન ભગવતનું ૧૦ તજીને—વનમાં મૂકીને
૩ અવિધાર નિશ્ચય ૬ ગર્ભવતી—ગર્ભવતી છતા

એમ કહી મૂર્છા હવી, નવ મુખે બોલે બોલ,
તેનુ રાઘવજીએ સહુ, નિહાળ્યુ સારૂ તોય ૯
પછે બોલ્યા ભરત પારો, મહાદેવદયાળ,
હરિદાસ તો કહે સાચુ, જેવી લાખી ભાળ ૧૦

## ચાતુરી ૪ થી

### રાગ ધનાશ્રી

રામ બોલ્યા સુણો મહાભાગ જી ભરતજી તમે માનો લાગ જી,
સત્ય વાણી માનો મારી જી, અમો એક કહુ ઉચ્ચારી જી ૧

### ઢાળ

ઉચ્ચારી અમો કહુ, જાનકીને લઈ જાવ વન,
જો મારૂ કદી આજ ભાઈ, રીઝાવો તમે મન ૨
મારી આજ્ઞા ત્યારે માની, જો કરો આટલુ કાજ
જાનકી વન જાય નહિ, ( તો ) કરૂ દેહ મારો તાજ ૩
કોઈ વાત નવ જાણે એવુ, કરવુ મારા વીર,
જાનકીને જાણ ન થાયે, એવુ કરો ધીર ૪
ત્યા ભરતજી ઊઠિયા, લાવ્યા ભગવા વસ્ત્ર,
રાઘવ જુવે તેમ ત્યા તજ્યા, બાંધ્યા અંગે અસ્ત્ર ૫
અમો સાધુ આજ થાઉ, નથી બીજી આશ,
જાનકીને દુ ખ દેવા, થયા અમો પ્રકાશ ૬
લોક મોઢે બોલે ભને, શુ દુ ખ દેઉ માત,
જોગી થઇ તે તો ગયો, નવ માની રાઘવ વાત ૭
ઘર રે'વા ઘણુ કહ્યુ, નવ માન્યુ ભરતજી ત્યાય,
જવાદીધો રાઘવજીએ, મૂક્યુ નહિ મન માય ૮
પછે રાઘવ બોલિયા, લક્ષ્મણજી વચન,

ભાઈ તમો મારૂ ગીઝવો, આજ સારૂ મન ૯
આગ્યા અમને તમતણી છે, મૂકો સીતા વન,
હરિદાસ લક્ષ્મણ દીનકાચે, અમુઝાયે મન ૧૦

## ચાતુરી ૫ મી.

### રાગ ધનાશ્રી.

રામજી બોલ્યા લક્ષ્મણ સાથ જી, માનો મારૂ રઘુકુળનાથ જી,
જો નવ માનો તમે આજ જી, જાઉં જાનકી કરવા તાજ જી ૧

### ઢાળ.

તાજ કરવા અમો જાઉં, માનો મારૂ વેણ,
એમ કહીને વક્ર કરતા, રાઘવજી તો નેણ. ૨
વારૂ કહી લક્ષ્મણ વળ્યા, રડે અપરમપાર,
ગયા જાનકી પાસ પોતે, મહાદુખ મન સાર ૩
જઈ બોલ્યા માતશુ, ઊભો રથ તૈયાર,
માતા હર્ષે ચાલિયા, સાસુ મળવા સાર ૪
હુ દિયર લક્ષ્મણ સાથ જાઉં, વન જોવા કોડ,
વે'લા વળશુ માત મારી, લક્ષ્મણજી છે જોડ ૫
સાસુ કહે વહુ વન દીઠા, ચૌદ વર્ષ તો જાણ,
હજુ વન જોવા ઇચ્છા, એવા શુ અજાણ ૬
સીતા કે' માતા સુણો, હુ રહી ઝાઝુ વન,
તેથી ઇચ્છા થઇ મુજને, રીઝયા જગજીવન ૭
આજ્ઞા આપી ગયા માતા, લક્ષ્મણ કેરે રથ,
ઘોડા તે ચાને નહિ ઘણા અગે છે સમરથ ૮
રથ ધ્રુજે ધરા ધ્રુજે, સુજે નહિ દિન સાર,

અવુ દુ ખ સહુને થયુ, શુકન ભૂડા ત્યાગ ૯
ત્યારે જાનકી માત બોલિયા, સુણો લક્ષ્મણ જાણ,
આજ આ શુ થાય છે, હરિદાસ બોલે વાણ ૧૦

## ચાતુરી ૬ ઠ્ઠી.

### રાગ ધનાશ્રી.

જેવુ હરણ થયુ હતુ મારૂ જી, તેવુ આજ દીસે નહિ સારૂ જી,
તમે લાવ્યા કઇ રથ જી, કેમ બોલતા નથી સમરથ જી ૧

ઢાળ.

સમરથ શે નથી બોલતા, એમ કહી વિમાસે માત,
લક્ષ્મણજી બોલે નહિ, તેમ તેમ થાય ઉચ્ચાટ. ૨
ઘોડો તો ચાલે નહિ, ચૂચવે બહુ ચક્ર,
સૂર્ય તો ઢકાઈ ગયો, ચઢી આવ્યો શક્ર ૩
સીતા બોલ્યા તે સમે, મુને ઘેર તેડી જાવ,
સભારી વાત તમે વીરા, જુઓ મારો ભાવ ૪
અમે કઇ નથી અજાણ લક્ષ્મણ, જાણુ તમારૂ મન,
ઘેર જઇને વદુ સઘળુ, જોઉ દુ ખ જે વન ૫
એવે ઘાડુ વન આવ્યુ, બોલ્યા લક્ષ્મણ જાણ,
માતા તજ્યા તમોને, રઘુનદને નિરવાણ ૬
હુ દુષ્ટ મૂકવા મોકલ્યો, કોઈ ધોબીએ કડ્ડી વાણ,
તે વેણે તમને તજ્યા, થયા રઘુવર અજાણ ૭
હવે રથથી ઉતરો માતા, મન ગમે ત્યા જાવ,
આજ્ઞા આપુ પાપી અમો, જાણુ બીજો નહિ ભાવ ૮

---

૩ ચૂચવે—'ચૂ' એવો શબ્દ કરે શક્ર—(ઇંદ્ર) મેઘ

વેણ સુણી મૂર્છા થઈ, તેને પાણી છાંટે સાર,
લક્ષ્મણજી મન કંપ ઘણો, પમાયે નહિ પાર. ૯
રઘુવરને કેમ નિંદુ, જેહ દેવનો દેવ:
માતાનું દુઃખ કેમ જોઉં, હરિદાસ કરતા સેવ ૧૦

## ચાતુરી ૭ મી.

### રાગ ધનાશ્રી.

પછે તજી ગયા લક્ષ્માણ જાણ જી, કરતા ભજન થઈ અજાણ જી;
હવે સીતાની કહું પેર જી, અહીં વિરહની જેને લે'ર જી. ૧

ઢાળ.

લે'ર આવી વિરહની, મહામન પ્રગટ્યું દુઃખ,
ઘણે કાળે સાવધ થયા, સંભારે છે સુખ. ૨
હે રાઘવ હું તમને વરી, તમે મોટા દેવ,
પણ મારા કર્મમાં નથી, ત્રિકમ તમારી સેવ ૩
અમોએ શું પાપ કીધાં, તેનું કે'વું મૂળ,
વગર વાંકે શે તજ્યાં, કરત મનનું સૂલ ૪
હશે રાઘવ તમને ન નિંદુ વંદુ રાત ને દિન,
અહીં મારી વને કરી, થઈ તમથી ભિન્ન ૫
આ વાઘ બૂમ પાડે ઘણી, કંઈ સિંહના સ્વર થાય,
હું કોમળ સ્ત્રી છું ગર્ભવતી, તેનું દુઃખ શે જાય. ૬
અબળા છું હું નિરપરાધી, તેનો કરો વિચાર:
અમો દુઃખ મનમાં ધરૂં, તમો કંઈક લહો સાર. ૭
વિલપી મરશું વિહ્વળા, વગર વાંકે જાણ,
લોકલાજે વાં'લાજી તજી, કરૂં તોય વખાણ ૮

૪ સૂલ—સમાધાન

મને વનમાં જો ધરી તો, કંઈ કરવું'તું જતન;
અમો ભૂલ્યાં ભલે તમો, નવ જોયું ગર્ભ રતન. ૯
તેથી મન અમુઝાય છે, આ પશુ પંખી ન ખાય;
શું કરીએ હરિ પરવશ પડ્યાં, હરિદાસ દુઃખ થાય. ૧૦

## ચાતુરી ૮ મી.

### રાગ ધનાશ્રી.

સીતા માતાનુ દુ:ખ અપાર છે, જેનો થાય ન કાંઈ વિચાર છે;
મહાસતી પામે દુ:ખ છે, નહિ રામચંદ્રને ભાઈ સુખ છે. ૧

### ઢાળ.

સુખ શાનું રામચંદ્રને, પણ સત્ય પાળવું સાર;
એવે સીતા પાસે પંખી આવ્યાં, તે તો પામ્યાં પાર. ૨
વાઘ આવી પાગ લાગે, હરણ લુવે વારિ,
સસલાં પગ માથે પડે, રૂદન કરતાં ભારી. ૩
એમ સર્વ પંખી કળકળે, સીતા કરતાં રૂદન;
હરિ અમો સાથે કપટ કીધુ, ન ઘટે જગજીવન. ૪
હું તમારૂં વચન પાળુ, કેવું હતુ તું જાય;
સુણવું'તુ હરિ મારા મુખનુ, અમો કહું છું નાય. ૫
પછે કપટ કરવુ હતુ, આમ ન કરીએ દેવ;
અધવચ મુને મૂકાવી, લક્ષ્મણે કીધી સેવ. ૬
ભક્ત એ શું સાચો? પ્રભુ! અમો જાડાં જાણું,
એમ કહીને અશ્રુ મૂકે, વાગે હૃદેમા બાણ. ૭
રઘુનંદન રાજ્ય જાશે, તમો છો પુત્રે હીન.
તોય પ્રભુ મને તજી, વનવગડામાં દીન ૮

---

૫ અમો છું૦—કે અમો 'ના' કહુ છુ?

હરિ તમને ગમ્યુ (તે) રૂડુ હશે, હુ મુર્ખ મનની નાર,
એમ કહી વળી સીતા મૂકે, નિશ્વાસ વારવાર ૯
અપાર દુખમા સીતા માતા, મૂકી ગયા લક્ષ્મણ,
હરિદાસકેરૂ દુખ મોટુ, અમુઝાયે ઘણુ મન ૧૦

## ચાતુરી ૯ મી.

### રાગ ધનાશ્રી

અહો રાઘવ દશરથબાળ જી, હરિ લેજો સભાળ જી,
જેમ તજી તમે દયાળ જી, તેમ કોઈ દિવસે લેજો સભાળ જી. ૧

### ઢાળ.

કોઈ દિવસ મારી લેજો, હરિ તમે સભાળ,
હુ જનકકેરી બાળ છુ, કદા કાઢજો ભાળ ૨
એમ રૂદન કરતા જાનકી, રડયા વનમા ઝાડ,
પા'ડ ત્યા તો રડે ઊભા, કડકડે ઘન આષાઢ ૩
એવુ દુખ સહુ વનમા, જોઇ કપ્યા વસતા લોક,
આ તે આજ શુ નિપન્યુ, એમ સભારી કરે શોક ૪
માતા જાનકી રામનામની, કરી રહ્યા છે ધૂન,
તજ્યા તોય ન ભજન મનથી, ચૂકે કેમ જે ગુણ ૫
અપાર લીલા વા'લા તમારી, મુને દીધુ કા દુખ,
મારૂ જોઇ તમો નથી રીઝતા, વા'લા મળિયુ સુખ ૬
અમો અબળા દીન વા'લા, કહી લીઓ સભાળ,
મુને દૂર ગણો તજી કહો, પણ માઝાર સોપી મરાળ ૭
ક્યા જાઉ ને શુ કરૂ, એમ દુખ પામે જાણ,

૭ માઝાર ઇ૦—મરાળ ( હસી )ને તમે માઝારના હાથમા સોપી છે

એવે રામજી કૃપા કરતા, નથી જેહ અજાણ્યુ. ૮
મહાઋષિ વાલ્મીકિ આવ્યા, દીઠી તેણે નારઃ
હે બાઇ તુ શું દુઃખ ધરે છે, વધા મુખે સાર. ૯
માતા તુ છે જક્તકેરી, એકલી કેમ વન;
હરિદાસ તું દુખ ધરે છે, નહિ પાસ કો જન. ૧૦

## ચાતુરી ૬૦ મી.

### રાગ ધનાશ્રી.

દુખ પામે માત કેમ જી, કરો ઇશ્વિર તુજને ક્ષેમ જી;
કોની પુત્રી તુ તો માત જી, કરો મુજને તો સહુ ખ્યાત જી. ૧

### ઢાળ.

ખ્યાત કરો મુને માતા, કોના તમે છો બાળ;
પત્ની કોનાં કહો સાચુ, આવે અમોને વા'લ ૨
(ત્યારે) માતા પાયે લાગી બોલ્યા, નથી પૂજાનુ પાત્ર,
માનસિકપૂજા માનજો, તમો બ્રહ્મ છો સુપાત્ર ૩
હુ જનકવિદેહીતણી કન્યા, દશરથબાળની નાર;
રામ સ્વામી મારા ઋષિ, હુ સીતા નામે સાર. ૪
ત્યારે ઋષિજી પાસે ગયા, ચાપી હૃદયે બાળ,
મારા બાપ! તુ કયા દુખ પામુ, અમો કશી કરૂ સભાળ ૫
સહુ વાત માડી કહી રાણી, ઋષિ લઇ ગયા સઘાત,
ત્યા બાળ બે ઉત્પન્ન થયા, જીત્યા શૂરની જાત ૬
રામને તો જીતીઆ, લક્ષ્મણ જીત્યા સાર;
એવા ગુણ છે પુત્રકેરા, જોઇ રીઝયા માત અપાર. ૭

અશ્વમેધ પૂરણ કરાવ્યો, બાળ એવા જાણ;
હરિદાસ શું વર્ણન કરે, મતિનો જેહ અજાણ. ૮
સત્તરસેં ને બાવીશ મધ્યે, કરી ચાતુરી ચાલ;
સો પદ્ય તો પૂરાં જાણજો, હરિએ કરી સંભાળ. ૯
સેવક કવિજન સર્વનો, મુખ બોલો જે જે કરી;
વિપ્રકેરો શિષ્ય છું, ગાઓ બોલો શ્રીનરહરિ. ૧૦



# ન્રસિંહમેહેતાનાબાપનું

# શ્રાદ્ધ.

## કડવુ ૧ લુ.

રાગ કેદારો.

પ્રથમ પરણમુ ગણપતિ દેવ રે, જેની સુરીનર મુનિ કરે સેવ રે,
આપે બુદ્ધિ તો તત્‌ખેવ રે, તેહતણુ વરણન કરૂ રે ૧
ઉમયાનંદન વાચ્યે સર્વ રે, પૂજાથી જાય તનનો ગર્વ રે,
પુણ્ય લાધે મોટે પર્વ રે, તેહતણુ વરણન કરૂ રે ૨

ઢાળ.

વર્ણન કરૂ હુ તેહનુ, દુદાળો જે દેવ,
સુરીનર મુનિવર સેવા વાચ્છે, જેની મગળ કરવા ટેવ. ૩
અનેક ગુણ છે ગણપતિ કેરા, રસનાએ ન ગવાય,
સિદ્ધ બુદ્ધિ નારી જેને, દેવસેનાપતિ ભાય ૪
વાહન ઉદર ગરૂડ જેવુ, મહાસમર્થ દેવ,
હરિદાસ તો નિત્યે કરતા, દુદાળાની સેવ ૫
વાણી નિર્મળ કરો મારી, મગળદાતા દેવ,
દુખ સર્વે ટળે તેથી, શુભ થાયે અવશ્યમેવ ૬
શુભ અશુભમા આપ બિરાજો, ગણપતિ ગુણવાન,
સ્થૂળોદર મન્ય દેવ દેવા, અતિ છો બળવાન ૭
તેવા સરસ્વતી માત સમરૂ, જેના રૂપ છે ચાર,
પરા પશ્યતી અને મધ્યમા, વૈખરી રૂપે ચાર ૮

---

૪ દેવસેનાપતિ—કાર્તિકસ્વામી ભાઇ—ભાઈ ૮ પગ ૬૦—પગ,

અબુદ્ધને તો બુદ્ધ આપી, કર્યા પંડિત જાણ;
કાળિદાસ મોટા કવિ, કર્યા તમે પ્રમાણ. ૯
એવા ગુણ આઈ તમતણા, શું હરિદાસ તો ગાય;
વાણી દેવી સરસ્વતી, ત્રિભુવનની રાય. ૧૦
અપાર લીલા તમારી છે, આઈ ગુણ શા ગાઉં;
આશા પૂરો અંબિકા, હું શું ઓશિંગળ થાઉં. ૧૧
સેવા કરીશ આઈ એક મનથી, પૂરો મારી આશ;
અજ્ઞાનકેરા આઈ તમે તો, કાપી નાખજો પાશ. ૧૨
ગુણ તમારા અનંત છે, ગાઈ ન શકે શેષ;
હુ માતા શું વરણવું, જાણુ નહિ કંઈ રેષ. ૧૩
સરસ્વતીનો મહિમા ગાતાં, મોટું પામે માન;
ભગવદી ભગવદરૂપ છે, મહામાયા ભગવાન. ૧૪
નરસઈ મેહેતાકેરી લીલા, ગાવા મનમાં હામ;
ભક્તજન જે નિર્મળ કા'વે, નરસઈ મેહેતો નામ. ૧૫
તેહતણા તો ગુણ ગાવા, સાસો પડયો એક વાર;
ભાભીએ તો મે'ણુ દીધું, નાઠા ઘરથી બાર. ૧૬
જઈ ઉજ્જડ વનમાં તપ આરભ્યું, અપૂજ્ય શિવનું લિંગ;
સાત અપવાસ મે'તે કર્યા, થયા ભોળો શંભુ દિગ. ૧૭
સાક્ષાતરૂપે પોતે આવ્યા, નરસઈયાની પાસ;
માગ્ય માગ્ય શંકર તો કહે છે, તું તો મારો દાસ. ૧૮
નરસઈ કે' જે તમને વાલું, તે તો મુજને આપો;
દાસ તમારો શંકર સ્વામી, મુજને કરીને થાપો. ૧૯

---

પશ્યંતી, મધ્યમા, વૈખરી, એ ચાર પ્રકારની વાણી છે માટે તે ચાર સરસ્વતીના રૂપ કહ્યા છે.

હર્ષ પામી શંકર બોલ્યા, બીજી વાર તો માગ્ય;
ભક્તરાજ તો એજ બોલ્યા, વધ્યો ઘણો અનુરાગ. ૨૦
ત્રીજી વાર પણ એજ માગ્યું, થયા દેવ પ્રસન્ન,
નરસૈંઇયાને સાથે લઇને, ગયા આનંદ મન. ૨૧
તે વૈકુંઠધામે પોતે ગયા, જોઈ રીઝયાં મન,
ભુવન અવનવા અતિ વિરાજે, કૂલ્યું મે'તા તન ૨૨
એવી શોભા કદી ન દીઠી, એવા મોટાં ધામ,
ભક્તરાજ ત્યાં મા'સુખ ભોગે, પામ્યા સુંદરશ્યામ ૨૩
જોઈ મન રાજી થયું, એવે સભામાં ગયા દેવ,
અક્રૂર ઉદ્ધવ સાત્યકિ સાથે, પાંડવ કરતા સેવ ૨૪
સર્વ જોઇને વિસ્મય પામ્યો, નરસિંહ મે'તો જાણ,
ગુણ અપાર છે જદુપતિના, જાણે ઉગ્યો ભાણ ૨૫
પાર્ષદ પાસે પાસે ઊભા, શંકર બેઠા આસન,
નરસંઇ મે'તો રહ્યા ઊભા, ગાઢું થયું છે મન. ૨૬
જોઈ જુક્તિ અપાર લીલા, મનમાં સુખ અપાર,
નરસઇને જોઈ શ્રીકૃષ્ણ બોલ્યા, શંકરશું લેવા સાર ૨૭
ભલે પધાર્યા દેવ મોટા, અમો તમારા દાસ,
કંઈ કામ સેવા કહો મુજને, પહોંચે જેથી આશ ૨૮
કામ સેવા હરિ તમારી, શંકર કે' અમો કરીએ,
અભય આપો નાથજી, તો તો અમો ઉચરીએ ૨૯
અભય આપ્યું દેવે ત્યહીં, બો'યા ત્યારે દેવ,
આ દાસ મારો અતિઘણો છે, (એનું) વાંચ્છ્યું આપો તત્ખેવ ૩૦
ત્યારે ઇશ્વર બો'યા એ શું દેવા, માનવ લાવ્યા અહીં,

---

૨૧ આનંદ મન—મનમાં આનંદ પામીને

સદેહે વૈકુંઠ બતાવ્યું, બંધન છૂટે જ્યાંહીં. ૩૧
ત્યારે શંકર કે' એ ભક્ત મારો, એશું થયો બંધન;
પ્રસન્ન થઇ તમે વરદાન આપો, હરિ રીઝે મન. ૩૨
ત્યારે કૃષ્ણ કે' તમે જાઓ મૂકી, અમો કરશું કાજ;
તમારો ભક્ત તે મારો જાણો, સોંપું સારો સાજ. ૩૩
ત્યારે શંકર ગયા કૈલાસે, રહ્યા મે'તો ત્યાંય;
બુદ્ધિ નિર્મળ જોઇ બોલ્યા, જદુપતિ તો જ્યાંય. ૩૪
માગ્ય માગ્ય હે નરસઈ મે'તા, તારે જોઇએ શુંય;
જે માગે તે આપુ હમણાં, પ્રસન્ન થયોછું હુંય. ૩૫
અમો શું માગુ હરિ મળ્યા, હવે શી છે બાકી;
હરિદર્શનથી સહુ મળ્યું, મોહની વૃત્તિ થાકી. ૩૬
તોય પણ હરિ એક માગું, જોઉં તમારો રાસ;
એટલુ જોઇએ નાથજી, બીજી નથી કંઇ આશ. ૩૭
ત્રણવાર તો એજ માગ્યું, રાખ્યો નરસંઈ પાસ;
સમય આવે દેખાડશુ, કેવો છે જે રાસ. ૩૮

વલણ.

રાસ દેખાડુ તને ભાવે, સુણો ભક્તરાજ રે;
હરિદાસ શું વરણવે, થાયે જેથી કાજ રે. ૩૯

## કડવું ૨ જું.

### રાગ રામગ્રી.

રામ વિરાજે છે; જુએ નરસંઇ મે'તો ત્યાંહી રે. ટેક ૧
સત્યભામાને કાલિંદી આવ્યાં;
માધવ મનમાં ભાવ્યાં રે. રાસ૦ ૨
જાંબુવંતી જે પટરાણી આવ્યાં;

મોટા મોટા જે કાવ્યા રે. રાસ૦ ૩
છે અપાર લીલા મોહનજીની,
તેની રામા સોહનજીની રે રાસ૦ ૪
નરસઇ મેહેતાને બોલાવ્યા,
ત્રિકમે તોલ તોલાવ્યા રે રાસ૦ ૫
એક ગોખમા તમો બેઠા જોજો,
નરસઈ મે'તા સખી બોજો રે રાસ૦ ૬
મહામસ્તાન રાસ મચ્યો છે,
ભક્ત જોવા માહી પચ્યો છે રે. રાસ૦ ૭
તેવે અમે હરિને સાભરિયુ,
ગંધારાણીનુ દુખ મન ધરિયુ રે રાસ૦ ૮
ગધાર્વરૂપ નથી કોઇમા,
પટરાણીની કશી મોઇમા રે રાસ૦ ૯
લલિતા ચદ્રભાગા ચદ્રાવળી
તેવી મને રાણી ના મળી રે રાસ૦ ૧૦
એમ કહી હરિ રડવા રે લાગ્યા,
સ્નેહના બાણ વાગ્યા રે રાસ૦ ૧૧
જોઈ નરસઇઓ આસુડા ઝીલે,
એવો પ્રેમ કયા મોન રે રાસ૦ ૧૨
અપાર લીલા પુરૂષોત્તમની,
સભાગી ગોપી ત્યમની રે રાસ૦ ૧૩
કેવો સ્નેહ છે શામળિયાનો,

---

૪ સોહનજી—શોભાયમાન ૧૩ ત્યમની—તે રમાએની-મજરાસમા હતી તેવી

ધન્ય ધન્ય એ મળિયાનો રે. રાસ૦ ૧૪
એવે હરિનું મનડું લાગી;
ત્યાં આવી રાધા રાગી રે. રાસ૦ ૧૫
લલિતા ચંદ્રભાગા ને ચંદ્રાવળી;
આવી છે હરિને ભાળી રે. રાસ૦ ૧૬
જોઈ આનંદ સર્વે પામ્યાં;
સ્વરૂપ જોઇને મનડાં શામ્યાં રે. રાસ૦ ૧૭
પછે રાસ રચ્યો છે મોટો;
તે રાસનો કથમ કહું જોટો રે. રાસ૦ ૧૮
ગર્વ ઝાંખી રૂપમાં પડી છે;
એક રાધા ત્યાંહી ખડી છે રે. રાસ૦ ૧૯
ખટમાસકેરી રયણી કીધી;
તેની મનની સિદ્ધિ સાધી રે. રાસ૦ ૨૦
ખટમાસે રાસ પૂરણ કીધો;
નરસઈયાને અભેપદ દીધો રે. રાસ૦ ૨૧
જા મારો તુ રાસ ગાજે;
દુ ખ પડે ત્યા સમરજે સાંજે રે. રાસ૦ ૨૨
પછે મેંતાજી ઘેર આવ્યા;
કેવા સહુને ભાવ્યા રે. રાસ૦ ૨૩

વલણ.

કેવા ભાવ્યા મેહેતા મોટા, તે કહે હરિદાસ રે;
ભાવ ધરીને જે કોઇ સાભળે, તેની પહોચે આશ રે. ૨૪

કડવું ૩ જું.

રાગ ધનાશ્રી.

પહોચી મનડાકેરી આશ જી, ઘેર આવ્યો નરસઇ દાસ જી;

ભાભી તુ મારે ગોરાણી જી, તારે પુણ્યે ભક્તિ માણી જી ૧
બીજો ગુરૂ નથી મારે આજ જી, તુજથી પામ્યો ભક્તિરાજ જી,
એમ કહી ભાભીના ગુણ ગાય જી, થયા નરસઈ ભક્તમા રાયજી ૨

ઢાળ.

ભક્તજનમા રાય કા'વ્યા, ભાભીનુ માન્યુ પુણ્ય,
ગુણ ગાય છે શકરકેરા, બીજા ગુણ ભગવન ૩
સકટ વેગા સભારજે કહી, સમરે નિત્યે જાણ,
સકટ કાઈ પડે નહિ, જે છે ભક્તમા ભાણ ૪
એક દિવસ ભજન કરવા, ગયા અત્યજ ધામ,
ન્યાતે ન્યાતબા'ર મૂકયા, રીઝયા સુદરશ્યામ. ૫
નાગરકેરી ન્યાત જમતી, ત્યા થયો છે કે'ર,
નરસઈયાને તેડી આણ્યો, ત્યારે થઇ છે મે'ર ૬
એવા ગુણ છે ભક્તકેરા, કથે કોણ તેનુ પુણ્ય,
અપાર લીલા દેવની, સુણે હોય જેનુ પુણ્ય ૭
પછે નરસઇ બા'ર નીકળ્યા, મેહેતીને લઈ સાથ,
આશરો એક છે મોટો, માથે ત્રિભુવનનાથ ૮
રાત દહાડો રટણ તેનુ, બીજુ કશુ નહિ કામ,
સત સાધુ આવે તેને, ભોજન કરાવે ધામ ૯
પ્રસાદ પેહેલો ધરાવી, પછે જમે આપ,
સતસાધુ ઘણા આવે, નરસઈયાની છાપ ૧૦
કીર્ત્તિ પસરી જુગો જુગમા, નરસઇ મોટો ભક્ત,
બીજુ કાઈ જાણે નહિ, હરિમા છે આસક્ત ૧૧

---

૧ ગોરાણી—ગુરૂરૂપ સ્રી ६ કે'ર—(એક એક નાગરની જોડે પક્તિમા એક એક અત્યજ, એવો કે'ર)

લોક વ્યવહારથી વેગળા, નવ જાણે કાંઈ વાત;
ભક્ત મધ્યે મોટી પસરી, નામકેરી ખ્યાત. ૧૨
પણ ન્યાતિલા તો ગરીબ જાણે, જ્યાં ત્યાં નભવે ન્યાતે;
ભાઈભાંડું એમ જાણે, જમવાનું કહે રાતે. ૧૩
ભક્તરાજ જમવા જાયે, નહિ કોઈનું કાંઇ;
આમંત્રણ આવે તો જવું, બીજું નહિ મન માંઈ. ૧૪
એવે શ્રાદ્ધપક્ષ આવ્યું, જમવા જાય છે મેં'તી;
લોક મેહેણાં ઘણાં દેતા, મેં'તી દુઃખી રે'તી. ૧૫
પણ શું કરે ઘરમાં નથી, એક પૈસો સમખાવા;
જમવા તો જવું પડે, ન્યાતના છે લા'વા. ૧૬
ગણે નહિ કોઈ કશું બોલે, પણ થઈ એક પેર;
એકાદશીને દિવસ આવી, પિતાની તિથિની મેર. ૧૭
ત્યારે વડી ભોજાઈ કે'વા આવી, જમવા આવજો સાર;
લોકને ઘેર જમી આવો, વાળો ઉદર મોઝાર. ૧૮
તમારે તો કંઇ નથી, દુઃખ અમારે જાણ;
ખાતું ફરવું લોકમાં, કાંઈ નવ જાણો નિરવાણ. ૧૯
શ્રાદ્ધની વાડકી પૂઠે ચોટી, તેની છે નહિ ગમ;
સોળાં પે'રી જમવા જાઓ, જાણો નહિ સમ વિષમ. ૨૦
એમ ઘણાંવાનાં કરી ચાલી, નરસંઇ કાંઇ નવ બોલ્યા;
નારી કે' પ્રભુ ટૂંકારા કરે છે, તેના તોલ ન તોલ્યા. ૨૧
જો એક વાર આપણ કીજે, તો હું જમવા નવ જાઉં;
ખવરાવીને ખાંતે એમું, દુઃખીઆરી તો નવ થાઉં. ૨૨
ત્યારે મેં'તા બોલ્યા આપણ કીજે, જો દુઃખ મટે જાણ;
જાઓ નાતરાં રઇ આવો, જો કરે સહુ પ્રમાણ. ૨૩

(ત્યારે) મેહેતી આવ્યાં નોતરાં કરવા, ગયાં છે ગામ માંય;
વિગત ત્યાંથી અમો ભાખું, શું થયું છે ત્યાંય. ૨૪

વલણ.

ત્યાં તો ભાઇ શું થયું તે, સુણો શ્રોતાજન રે;
મેહેતીનું મન કચવાય છે, કહે હરિનોજન રે. ૨૫

કડવું ૪ થું.

રાગ મારૂ.

નોતરાં કરવા મે'તી ગયાં રે, તે તો દુઃખી ઘણાં થયાં રે;
જાયે જેને ઘેર તો મે'તી રે, તે તો કે'તી તું છે હલેતી રે. ૧
તારી જેઠાણી કહી ગઈ રે, તેના સામું તું તો થઈ રે;
ભાઇ તારે ઘેર કો આવે રે, અમોને સાધુડાં નવ ભાવે રે. ૨
એવું સાંભળી મે'તી ગયાં રે, જઇ જેઠાણીને મળ્યાં રે;
આજ તમારા દિયર બોલ્યા રે, તોલ મારે કહેથી તોલ્યા રે. ૩
આજદિન સુધી જમ્યા સાર રે, એકવાર જમાડવાનો કરૂં વિચાર રે;
તમોએ અમારેકાજે કીધાં રે, હવે દુઃખ ન જાયે દીધાં રે. ૪
ત્યારે જેઠાણી બોલી હશી રે, કરો વાર્તા હૃદમાં વશી રે;
અમારાં નોતરાં પાછાં લઇશું રે, અમો તમારે ત્યાં આવવાનું કહીશું રે. ૫
નાનો છોકરો કરે એક વર્ષ રે, એમ વેહેચી લીધાં વર્ષ રે;
ત્યારે બોલ્યા જેઠ મોહન મે'તો રે, જેહ ગુમાન માંહી રે'તો રે. ૬
એ તે શું કરશે એવું કર્મ રે, નારી કે' રાખશે પ્રભુ ધર્મ રે;
તમને બહુ આવડે છે તે બોલો રે, આજ તોલ તો એનો તોલો રે. ૭
એમ કહીને પતિ સમજાવ્યો રે, દાવ રૂડો ત્યાંહી બતાવ્યો રે;
બેની જાની ન્યાત પટલિયાને ત્યાંય રે, તારૂં માનશે સર્વે ત્યાંય રે. ૮
કેને જમવાનું હું કરૂં છું રે, આજ શ્રાદ્ધનું કામ ભરૂં છું રે;

તે તો માનશે તારૂં સાચું રે, અમો સાથે આવતાં લાજું રે. ૯
ગયાં મે'તી પટલિયા પાસે રે, ત્યાં ભરાયાં છે આશે રે;
તે તો વરણવે છે હરિદાસ રે, પ્રભુ કેવી પૂરે છે આશ રે. ૧૦
તે તો જોજો સંત સહુ રે, અમો વરણવી કહું રે;
ધન્ય ધન્ય તુ દેવ કૃષ્ણ રે, સાર કરો એમાં શું પ્રશ્ન રે. ૧૧

વલણ.

પ્રશ્ન શેનો શ્રીનાથજી, તમો દેવ દયાળ રે;
પટલિયાની વાત કે'વી, હરિજન જુઓ તાલ રે. ૧૨

રાગ રામગ્રી.

કડવું ૫ મું.

ગયાં ન્યાતપટલિયા પાસ જી, માણક મેહેતી મનની આશ જી;
સામો ટળશે એક મન જી, બોલ્યાં જઈ મુખ્ય વચન જી. ૧
મારે મન એવા છે કોડ જી, શ્રાદ્ધ કરવું જોડાજોડ જી;
નોતરવાં સગાં સર્વ જી, આજ કરવુ કે' સ્વામી પર્વ જી. ૨
લોક જ્યાં ત્યાં ભાખે નાય જી, તમને કે'વડાવા આવી છુ હાય જી;
ત્યારે બોલ્યા હળવેથી તેહ જી, આવશે સર્વે નિ સંદેહ જી. ૩

ઢાળ.

નિઃસંદેહ આવશે ન્યાત આખી, કરો સહુ તૈયારી;
નોતરિયો મોકલી હા કહેવડાવું, ધારણા છે બાઈ સારી. ૪
રસોઇયાને કહ્યું તમે જાજો, મેહેતા નરસંઈ ઘેર;
એમ કહીને મેહેતાં મોકલી, કરી મોટી મે'ર. ૫
મેહેતી ઘેર મલકાતાં આવ્યાં, મગાંની મોટી ઓથ;
નરસંઇયાને વાત કહી, લાવો ઘઉંની પોઠ. ૬
નરસંઇયા કે' મારે શી ચિંતા, પૂરૂં કરે ચક્રપાણિ;

નીગતે બેગો નારી તમે, જોઈશુ તે આપશે આણી ૭
ત્યારે નારી કે' કેમ નીનાત વજે, આવશે હમણા લોક;
તમે નીનાતે કય બેઠા, મારે મન છે શોક ૮
ત્યારે મેહેતોજી કે' અમે શુ કરીએ, આપે એ તો આણી;
અમારૂ એક શરણ કેશવ, આશા પુરશે જાણી ૯
ત્યારે નારી રડવા લાગી, સ્વામી એ વિપરીત,
લોકને અમો શુ કરીએ, લાગે અનને ભીત ૧૦
હમણા આવશે જોહાણી, તે કે'શે કર્યું શુય,
ગરીબ છીએ ને ઘણુ બાહે, ત્યારે કરીશ શુ હુય ૧૧
એમ કહીને રડવા લાગી, મેહેતા કરે કીર્તન,
એકવાર સ્વામી માનો મારૂ, પછી કરો ભજન ૧૨
જે જોઇએ તે આપો આણી, નહિ બોલાવુ નાથ,
લોકને અમો શુ તે કરીએ, મળશે ઝાઝો સાથ ૧૩
શ્રાદ્ધ કરવા સામગ્રી જોઇએ, તે તો આપો આણી,
શ્રાદ્ધ કરવુ તમારે સ્વામી, નહિ તો કાઢશે ખામી ૧૪
ત્યારે નરસઇયો કે અમારે શુ, પૂરૂ કરે ચક્રપાણિ,
આશાએ તો અમો વળુ યા, આપશે સર્વે આણી ૧૫
એમ કરતા તે રાત પડી, અને મેહેતી સૂતા ચિતામા,
પ્રાત કાળ થયો ને સૂર્ય ઊગ્યો મેહેતી ભરાયા ચિતામા ૧૬
સ્વામી હવે શુ કરૂ, લોક આવશે કરવા કામ,
મારી તો હુવે નથી રેતી, સ્વામી મારા હામ ૧૭
નરસઇયો કે' નથી મૂકયો, અમે વ્યાજે દ્રામ,
નાથ આપશે સહુ આણી, મૂકશો નહિ મામ ૧૮

૧૮ દ્રામ—(દ્રમ્મ) દામ

નારીનું મન કયમ રહે, થાય છે દિન વે'લો;
જેઠાણીની મોટી બીક છે, કહેશે પરિવાર છે ઘે'લો. ૧૯
મેહેતાના મનમાં નથી, આશા છે ભરપૂર;
અવસર સાચવશે આવી, શામળિયો છે શૂર. ૨૦
નારી આવી નાથ મારા, જુઓ આવે લોક;
એમ હતું તો કેમ કહ્યું, શ્રાદ્ધનુ નમે ફોક. ૨૧
ત્યારે નરસઇએ તો તાલ મંગાવી, લીધો કર તબુરો;
ભજન કરવા માંડ્યુ પછે, સાજ નથી અધૂરો. ૨૨

વલણ.

સાજ કંઈ નથી અધૂરો, કરે મેહેતા ભજન રે;
હરિદાસ કે' સગરો હરિ, થશે પ્રભુ પ્રસન્ન રે. ૨૩

## કડવું ૬ ઠું.

રાગ ગોડી.

કેશવ કમળાકાંત, પ્રભુ દયાળ રે;
રાધારમણઆધાર, લેજો સભાળ રે. ૧
અમો અનાથ તારે શરણ, દામોદર દેવ રે;
બીજી વાત ન જાણુ કાંઇ, કરીએ સેવ રે. ૨
ગોપીવલ્લભ મોટા દેવ, નંદના નદન રે,
કસના કાળ ભગવાન, કરીએ વદન રે. ૩
પૂરી આશા વસુદેવ, દેવકીકેરી રે;
યશોદાના પૂર્યા કોડ, ટાળ્યા વેરી રે. ૪
પ્રભુ પાળો ભક્તના લાડ, તો શુ કહીએ રે;
નામદેવની છવાડી ગાય, સુખે રહીએ રે ૫
કબીરને દીધું દરશન, આપે આવી રે;

તુકારામને થયા પ્રસન્ન, વારતા ભારી રે. ૬
મીરાંબાઇનું પીધું ઝેર, કેશવ કાળા રે;
ગોપિકાને રીઝયા દેવ, મોઝ્યા હાથેવાળા. ૭
છે અપાર લીલા દેવ, કરમાબાઈ તારી રે;
જેનો ખીચડો ખાધો જાણુ, તજી સુખડી સારી રે. ૮
કુબેર ભક્તને તાર્યો સાર, જીવતો રાખ્યો રે;
જયદેવને આપી નાર, ભજન ભાખ્યો રે. ૯
શબરી તારી મારા નાથ, મને સભારો રે;
હનુમાન કર્યો છે દાસ, હવે મારો વારો રે. ૧૦
વિભીષણને આપ્યુ રાજ, દેવ છો મોટા રે;
ત્રિભુવન તારક છો દેવ, કોઈ નથી ત્રોટા રે. ૧૧
રકા વકા કેરૂં કામ, હરજી કીધું રે;
તમે દામોદરજી દયાળ, સુખ તો દીધું રે. ૧૨
ધેતાભક્તનુ કામ, હરજી કીધુ રે;
તમે પાડ્યુ તેનુ પણ, અન્નોદાન દીધુ રે. ૧૩
અંત્યજનુ કીધુ કામ, ગણિકા તારી રે;
કીધું નાપિકકેરૂં કામ, પાળી વારી રે. ૧૪
સુદામાને આપ્યુ સર્વ, મારા જેવો રે;
મે તો વિશ્વાસે સેવ્યો દેવ, નથી જેવો તેવો રે ૧૫
થયા ભોળાનાથ પ્રસન્ન, તમને દાખ્યા રે,
આજ કયમ વિસર્યા દેવ, સુખે શુ ભાખ્યા રે ૧૬
કોઇ લપટ મળી છે નાર, તેમાં વળ્યુ ધ્યા રે;
અમો વીસર્યા શો ભક્ત, અર્થ ન સીધ્યા રે ૧૭
શણી રાધા તારા દાસ, છબીલા ન છોડો રે;

મારે નથી જોઇતુ કાંઇ તારો નથી જોડો રે ૧૮
એક શ્રાદ્ધ સારવામાટે, જોઇએ દ્રામ રે
બીજી મન મા નથી કાંઈ કેરાક હામ રે ૧૯
કરો મારજ મારૂ સિદ્ધ એટલી આશા રે,
મુને રાસ દેખાડયો દેવ, વિશ્વાસ ભાસ્યા રે ૨૦
અમો ચુકયા નથી નામ ત્રિકમ તારૂ રે,
મારાથી થાય તેટલુ કરીએ, ભજન સારૂ રે ૨૧
મળશે એવી બીજી નાર ભગત નહિ મળે રે,
તારૂ નિરગમ જાયે દેવ તેથી તન બળે રે ૨૨
તમો શુ બો ના તા મુખ તે સભારો રે,
પ્રગ સેવકકેરી આશ આશરો છે તારો રે ૨૩
જુઓ આવે છે લાખ, જુઠ્ઠા જાણે રે,
ભકત જૂઠ્ઠા પડે તમો કેમ ભોગને માણે રે ૨૪
આજ અવસર આ યો દેવ, તે તો કાઢો રે,
જો ના આજ કરો કાંઇ કહીશુ નવ સારો રે ૨૫
એમ વિનતિ કરી અનેક તોય ન રીઝયા રે,
ત્યારે નરસઇ બોલ્યા મુખ દ ખમા ભીન્યા રે ૨૬
લાવો ટોપી અમારી નાર ધન લઇ આવુ રે,
ગયા ટોપી લેવા નાર, મનડુ ભાવ્યુ રે ૨૭
ટોપીકરી મામ રૂપિયા હુતા રે,
જોઇ રીઝયા મે'તી મન, રૂપિયા હુતા રે ૨૮
નાથ આ છે શુ છે અહીં, આવો પાસે રે,
જોવા ગયા નરસઇ ભકત, નારીની આશે રે ૨૯
જુવે તો રૂપિયા રોખ, બસે હુતા રે,
સોપ્યા નાગરે હાથ, વિશ્વાસે હુતા રે ૩૦

જોઇ રૂપિયા રીઝી નાર, સગા તેડ્યા રે,
મગાવ્યો સર્વે સાજ, દુખડા ફેડ્યા રે ૩૧
તે તો વર્ણવે હરિદાસ, આનંદ અતિ રે,
પૂરે ભક્તની મનુ આશ, દઢ હોયે મતિ રે ૩૨

કડવું ૭ મુ

રાગ ગાંધાર.

આવ્યા સગા તે કરતા વાત, કરતા નરસઇઆની ખ્યાત,
કોઈ ઘઉ લેવાને જાય, કોઈ દાળ ચોખાની કરતુ સાંય ૧
કોઈ કાષ્ટ તો લઇ આવે, કોઇ સાકર ઘૃત લઈ આવે,
લાવ્યા પતગળી જો દહિયા, એમ કોઈ નહિ ત્યા ખડિયા ૨
એમ થઇ રહી કામની ભીડ રૂપિયાને શી છે નીડ,
હા હો કરતા મળિયુ સર્વ, મૂક્યા ન્યાતિલાએ ગર્વ ૩
થયા ભેગા ન લાગી વાર કે'તા કામ દેખાડો સાર,
નરસઇયો કે તો કરો ભજન, શુભ થાશે કરો કીર્તન ૪
ત્યારે બોલતા મળ્યા સગા, ભજન કરીશુ એક વગા,
આજ તો મિષ્ટાન્નનુ છે ભજન, કુર કમોદનુ કીર્તન ૫
જે કોઈ વસ્તુ લેવા જાય, તે તો દલાલુ માહીથી ખાય,
પણ જેને શામળિયાની સાંય, તેને કમી ક્યાથી થાય ૬
ભૂને આપનારો સાર, મણનુ બે મણ તોલે ત્યાર,
એમ સામાન આવ્યો બમણો, તેમ જમનાર થયો છે બમણો ૭
તેની ચિંતા નહિ કોઈને મન મે'તી રીઝતા પાવન,
એવે જેઠાણીજી આવ્યા, તે તો મે'તીને મન ભાવ્યા ૮
જોઇ લોકની ભીડાભીડ, તેથી લાગી મનમા પીડ,

---

૩ નીડ (નીદ)-ઓછાપણ કે નડતર

એ તો કોઇને વેર ન જાય, લોક કરતા શેણે સા'ય. ૯
લોકને શરમ પડે છે અમારી, સાટાપાટી કરશે અમારી;
તેની વાત કરીએ ખરી, પછે જેઠાણી ઊચરી. ૧૦
લોકને મોઢું અમારું આવે, નહિ તો નીધણિયા કોણ કા'વે;
જોઈ ગર્વના ખોટા બોલ, મે'તી કરતાં મનમાં તોલ. ૧૧
તે તો કે'તાં તમારીવડે, તમ વિના દુઃખ બાઇ નડે;
પણ લોકને સગાં વદે, બાઇ આવડાં ભર્યાં શાં મદે. ૧૨
અમો તમારે મોઢે નવ આવ્યાં, અમો તો ભક્તનાં સા'યક કાવ્યાં;
જાણ્યું કોઇ કરશે નહિ કામ, એનાં સગાંને નથી હામ. ૧૩
માટે કરીએ જઇ હાથોહાથ, તેથી આવ્યો સહુ સાથ;
જેની ન્યાત પટલિયા સુધાં, આવી કામ કરવાને ઊભાં. ૧૪
બાઈ ભક્તનું એવું કામ, કોઇને નિંદ્યાની નહિ મામ
તેનું કામ કયમે નવ થાય, તેને સરવે કરશે સા'ય. ૧૫
ત્યારે બોલતાં અટક્યાં તેહ, એવે મોટા બંધુ આવ્યા જેહ;
તે તો જોઈ લોકની ભીડ, મન માંહી પામ્યા પીડ. ૧૬
જેને ન્યાતે મૂક્યો તો સાર, મહામે'નતે લીધો જ્યાર;
તેને કરે છે સહુ તૈયારી, કૃપા ઇશ્વરની છે ભારી. ૧૭
બેઠા બેઠા કીર્તન ગાય, લોક કરે છે એને સા'ય;
એમ વિચારી આવ્યા પાસે, કે'તા કીરતનતારું નવ નાસે. ૧૮
ઘેર કામ તું જોતો નથી, તને કેટલું કહીએ કથી;
ત્યારે સગાંનો બોલ્યો સાથ, ભલે ભજતા ત્રિભુવનનાથ. ૧૯
શા કામે લાગશે એહ, ભજન સાંભળવું કરે છે નેહ;
તેથી તન મન પવિત્ર થશે, દેહ ધારી કામ કર્યે જશે ! ૨૦
એમ કહીને વાર્યા સર્વ, તોય તજ્યો નહિ કંઈ ગર્વ;

મે'તાને તો નથી કંઈ પીડા, કરતા ભજનની રૂડી ક્રીડા. ૨૧
વળી બોલી ઊઠ્યો ભ્રાત, લોભે ભેળી થઈ છે ન્યાત;
આ શાં ગાવાં ને નાચવાં અલ્યા, જોતો ખરો કે લોક મળ્યા. ૨૨
હસે નરસંઇયો તો ત્યાંય, હરિગુણની ધૂનિ છે જ્યાંય;
તેને હરખ ને નિંદા સમાન, તેને ગાળ ને ફૂલનું નહિ માન. ૨૩
તેને શું લાગે એ કે'ણ, શુભ અશુભ સમાન વેણ;
ત્યારે ભાઈ બોલ્યો કઢી, શ્રાદ્ધની સામગ્રી નવ જડી. ૨૪
જુઓ થયા છે મધ્યાન, તોય આવતું નથી ભાન;
ઊઠો ચાલો સ્નાન કરો, તરપણકેરી પોરો ભરો. ૨૫
મગાવો જવ તલ વે'લા વે'લા, બીજા સરસામાનથી પે'લા,
મે'તીએ આપ્યા રૂપિયા ત્યાય, એક સામાન લઈ આવ્યો જ્યાંય. ૨૬
ત્યારે બોલ્યા મોટા ભાઈ, આજ દીઠી અમો નવાઈ;
કોઇના રૂપિયા ઉપાડી લાવ્યા, તેથી ધનવતા તો કાવ્યા. ૨૭
કાલે આવી બેસશે ઘેર, મારે નામે સહુ કરે મે'ર;
સગા કહેતા ન લાવે ઉધાર, આપે એકના બે સાર. ૨૮
મોહન મેહેતો કે'તા કા નહિ, ખાવાનું મળે છે સહીં,
તેથી વખાણો તમે સહુ, અમો તો ખરી વાત કહુ. ૨૯
મેહેતા કે' અમો દેવું કીધું, શેઠ શામળિયાનું લીધું;
તે તો ભજન કરી વાળુ, એમ કામ થશે ઠાલું માલું. ૩૦
ભ્રાતા કે'છે મૂકો મોટાઈ, અમો જાણું છું સહુ ભાઈ;
આવી બેસશે લેનાર ઉમરે, ત્યારે બાય કોઇ નહિ ધરે. ૩૧
આજ કામ આવી સહુ કરે, તે ઘડીએ કોઈ નહિ નીસરે;
એમ આવ્યો શ્રાદ્ધનો સામાન, કર્યું મેહેતાજીને જાણ ૩૨
જાઓ નદીમાં કરી આવો સ્નાન, પછે શ્રાદ્ધ કરો નિરવાણ,
મેહેતા કે' મોટાભાઈ કરશે, ત્યારે સગાં તે બોલ્યાં હરખે. ૩૩

કરે મોટાભાઈને ત્યાં તો તેહ, તમારે ત્યાં તો તમારે એહ;
કરવું પડશે આજ તમારે, એક દિન પિતાને ન સંભારે. ૩૪
ત્યારે વારૂ કહીને તાળ લીધી, નાવા જવાની સોઇ કીધી;
શ્રાદ્ધ સારવું છે માટે જઈએ, સ્નાન નદીતીરે જઈ કરીએ. ૩૫
એમ કહીને લીધો તબુરો, સાજ લીધો નહિ અધૂરો;
રાધાં માધવ કમળાકંથ, કેશવ દામોદર કહે પંથ. ૩૬
રાસક્રીડાના હે ભોગી, વળી જૂના છો હરિ જોગી;
નર નારાયણકેરૂ રૂપ, તમે ત્રિભુવનના ભૂપ. ૩૭
તમારી કૃપાએ થાયે સર્વ, જાયે ગર્વીલાના ગર્વ;
હુ રકને કરતા મે'ર, ભૂલવો સગાંકેરાં વેર. ૩૮
એમ ભક્ત તાર્યા છે અનેક. તમો રાખ્યા છે તેના ટેક;
તેવી વિનતિ સુણોછો મારી, હુ કીર્તિ કરૂં સારી. ૩૯
ધન્ય ગોપીવલ્લભ દેવ, કરીએ તમારી સેવ;
રામ કૃષ્ણ યશોદાના પ્રાણ, અહો ગોકુળિયાના ભાણ. ૪૦
નંદનાનંદ આનંદકંદ, ગાય કોવિદ કવિ છંદ;
શ્રીવત્સ ને વૈજયંતી માળ, ભૃગુલાંછન વિશાળ ભાળ. ૪૧
અંગે સામુદ્રિક એંધાણ, પગમાં પદ્મ છે નિરવાણ;
એમ ભજન કરતા ચાલે, એવે એક અલૌકિક ભાળે. ૪૨
ગજ્યા હરિજન ભજન કરવા, તેને ગયા ભગત મળવા;
જે શ્રીકૃષ્ણ રાધા માધવ, શ્રીહરિ વિઠ્ઠલ તારક કેશવ. ૪૩
ગોવિંદ ગરૂડગામી, ચતુર્ભુજ કૃપા કરો સ્વામી;
જગદીશ્વર વિક્રમ નામ, અહો પવિત્ર પૂરણકામ. ૪૪

---

૩૮ ગર્વીલાના—ગર્વિષ્ઠના. ૪૧ કોવિદ વિદ્વાન. શ્રીવત્સ-ભૃગુલાંછન—હરિની છાતી ઉપરનું ચિન્હ.

રમાનાથ અહો કૃપાળ, એમ મુખે બોલ્યા ભાળ;
પછે ભેટ્યા ભક્તેભક્ત, તેની સાથે થયા રક્ત. ૪૫
કરવા લાગ્યા બેશી ભજન, જેનુ સમાન છે મન;
તેને શાની ચિંતા હોય, સારૂં માઠું સરખુ જોય. ૪૬
બેઠા કીર્તન કરવા ત્યાંય, ઘેર તો ઘી ભાઈ ખૂટ્યું જ્યાય;
જોઈએ નાણાં તે તો નહિ, માગે મેંતી પાસે જઈ. ૪૭
મેંતી કચવાતી કચવાતી બોલે, મનડામાહી બહુ ડોલે;
વધા આવે હમણા ભક્તરાજ, ભાઈ ત્યારે થાયે કાજ. ૪૮
શુ બમે રૂપિયા ગયા, ફરી દુખી દેવ તો થયા,
એવે ખોળતાં મળ્યા દ્રામ, પચાસ રૂપિયા થયુ કામ. ૪૯
આણી આપ્યા મેહેતાએ ત્યાય, ઊભા માગનારા જ્યાય,
જોઈ રૂપિયાને રીઝયા લોક, ભાઈ ભોજાઈને શોક. ૫૦

વલણ.

શોક ભાઈ ભોજાઈને, જે કયાથી લાવે ધન રે,
આપણ કરતા સારૂં કરે છે, વખાણે બહુ જન રે ૫૧

## કડવું ૮ મુ.

રાગ રામગ્રી.

એવે થયુ સહુ તૈયાર જી, ત્યા કોઇ ન પામ્યું પાર જી,
કરે હાથોહાથે સર્વ જી, કોઈના મનમા નથી ગર્વ જી. ૧
શ્રાદ્ધ સારવાની એક વાર જી, બીજુ સર્વ થયુ તૈયાર જી,
જુવે ઉભા નરસઈ વાટ જી, નવ આવે થાય ઉચાટ જી. ૨

ઢાળ.

ઉચ્ચાટ થાય છે સર્વને, કયમ આને નહિ મેહેતા,

વાર લાગી ઘણી ભાઇ, દુ બે મેહેતી ગ્હેતા ૩
જુએ વારવાર આવી, શેની સામુ સાર,
કોઈ આવતુ લે'વાય નહિ, કરે બહુ વિચાર ૪
લોક ઉતાવળ કરે હવે કેટની વાર,
રાત પડશે છોકરા રડશે, છતેહુતે શાની વાર ૫
નહીએ શાણે મોક યા, ખોટી થઇએ સાર,
મ્હેતા તે ભાઇ મેહેતા કા'વ્યા, મન નહિ વિચાર ૬
ઘેર ન્યાત સહુ મળી છે, કેમ કરીએ વાર,
તેનુ મનમા કઈ નથી, મન નહિ સારાસાર ૭
કોઇ કહે કાને સાગશે, આપણુ બેસો જમવા,
ગયા હશે એ તો આજે, ભજન કરવા ભમવા ૮
કોઇ કહે એમના ભાઈ આરશે આજ શ્રાદ્ધ,
પાર આવશે વેલા આજે, એમા શાનો બાધ ૯
વરસોવરસે એ કરે છે તેમ કરશે આજ,
એની વાટ જુઓ શાની, એને શાનુ કાજ ૧૦
વાર કેટલીગધી થઈ, અત્યાર સુધી હોય
શાણો તો સમજે સહી આવુ ન કરે કોય ૧૧
એમ માહોમાહિ કહેતા, ત્યારે બોલે કોક,
ભાઇ ખરચ કરે મેહેતાજી, સારે શેના લોક ૧૨
ભાઇ કરશે ભાઈને ઘેર આજ પાણી બાપને પાય
નરસઈયો તો વા'લો હુતો, આજ પિંડ એનો ખાય ૧૩
(વળી) જગ લઈ જાય ભ્રાતા એનો એમા તે શુ સારૂ,
આપણે કારભારી થયા તો, ટાળિયે જેહ નડારૂ ૧૪
મારભાર કરવો ત્યારે તો કરવુ કે'વાય સારૂ,
ચાનો બે ત્રણ તેડવા જઇએ, થશે સર્વે સારૂ ૧૫

એમ કહીને બે ત્રણ ચાલ્યા, અમો તેડી આવું;
વેદેલા તેડી આવુછુ, વાટ જોતાં નવ ફાવુ. ૧૬
એમ કહીને ચાલિયા, ગયા તેડવાકાજે;
મન માંહી તો ઘણા ઘણા, તેહ ભર્યા છે દાઝે. ૧૭
એક જણો કે' ભક્ત મળે તો, બે અડબોટા મૂકું !
બીજો કહે કે ઝાલી ઝટોટું, અમો આજ ન ચૂકું ! ૧૮
એમ વિચાર કરતા ખોળતા, નદીતીરે આવી;
ભક્તરાજના કર્મમાં નહિ, માર લખિયો ભાવી. ૧૯
તેથી તેમણે ઘણા ખોળ્યા, તોય જડયા નહિ;
ઉતાવળ તો બાળ કરતાં, જમવા વેળા થઈ. ૨૦
લોક બોલે મન ગમતુ, સાધું ત્યાં શુ જમવુ;
વાર લાગી માટે ચાલો, મૂકો પૂઠે ભમવું. ૨૧
શોધનારા આવે કે જાવુ, એમ કરે છે વાતો;
મોટો ભાઈ કે' રૂડુ થાશે, બરો ઉતરશે માતો. ૨૨
એમ આહાતુરા થાયે, મેહેતી કે'તી જેઠાણી;
ક્યાં મોકલ્યા છે માટી તમે, આ ફજેતી શીદ માંડી. ૨૩
નાગાઈએ તે ક્યાં સુધી, કંઇ મન વિચારો,
લોક આવેલા પાછા જશે, ઢ ગધેડો પડશે સારો. ૨૪
મેહેતી મન અમુઝાય છે, સભારે કેશવ કૃષ્ણ;
હરિ વે'લા મોકલો ભક્તને, ટળે સહુનાં પ્રશ્ન. ૨૫

વલણ.

પ્રશ્ન ટળે સહુકેરાં, કેશવજી એવું કરો રે;
હરિદાસકેરો શબ્દ સુણીને, હરિ આવી અભરે ભરોરે. ૨૬

---

૨૨ બરો—સત્સર. ૨૩ આહાતુરા—હા ના.

## કડવુ ૯ મુ.

## રાગ સામેરી.

કેશવજી કરૂણા કરો, આજ સમો સાચવો દેવ,
ભક્ત ભજન કરવા ગયા, પડી ભજનની ટેવ ૧
લોક માંહિ લાજ જાયે, ભાડે મિથ્યા ગાળો,
રૂપિયા આપ્યા રોકડા, તેમ ભક્તરાજને ભાળો ૨
વેહેલા મોકલો નાથજી, અમો અબળા સામુ જુઓ,
એમ કહીને ગળગળી થઈ ત્રિકમજી દુ ખ ખુઓ ૩
વિનતિ સાભળી કેશવ ઊઠ્યા શ્રીકૃષ્ણ કમળાસ્વામી,
નરસઇયો તો ભજન કરે છે, એને લાગશે ખામી ૪
લક્ષ્મી મૂકયા આસન મૂકયા ભોગ વૈભવ તો મૂકયા,
દડબડ દોડયા ભક્તકાજે, બીજુ સર્વે ચૂકયા ૫
ભક્તકાજે ભૂધરે, વેઠયા છે બહુ દુ ખ,
પાણી ભરિયા વાસિદા વાળ્યા, નાપિક થયા મુખ્ય ૬
તેવી રીતે આજ વેળા ગયા પોતે નરસઈ,
દડબડ દોડી આવિયા, મોહનજીના ભઈ ૭
તેવો તબુરો તેવી ટોપી, તેવી કરમા તાળ,
તિલક તેવુ ધાપા તેવા, ભજનનો તેનો તાલ ૮
જાણે નદી પરથી નાહી આવ્યા, તેમ ધ્રુજે હાડ,
જોઈ મેહેતાને લોક બોલ્યા, ચઢાવે શુ પાડ ૯
અમને ખોટી શીદ કરે, જમવા તેડ્યા જેણે,
તારે જો રખડવુ હતુ, દુખે છે એવે વેણે ૧૦
મેહેતી મનમા ભય પામે, ભક્તરાજ નાશી જશે,
તેથી સામા આવી સાન કરતા, આજનો દિન કરણી વશે ૧૧

ત્રિકમજી જે નરસઈહુઆ, તે તો આરૂ ભોગે,
અમો કુમી જતા હતા ભાઈ, તેના તોલ કોણ તોગે ૧૨
પરમેશ્વરે જીવતા રાખ્યા, તેણે આવ્યા વે'લા,
ચાગે ઝટપટ શ્રાદ્ધ આરૂ, નહિ લાગે કઈ વેળા ૧૩
એમ કહીને પાગ પક્ષાળ્યા, જેનુ ચરણામૃત ઇચ્છે દેવ,
તે તો ભાઈ કરવા આવ્યા, બ્રાહ્મણકેરી સેવ ૧૪
મહાકર્મકાંડી બ્રાહ્મણ તે તો, બડબડતો મુખ બોગે,
શુ આપવાના તમે હતા, ખોટી કીધા અનોગે ૧૫
શામળિયો કે' સર્વે આપુ, કરાવો રૂડુ કર્મ,
વાર થાય તો થાવા દેજો, ચૂકશો નહિ ધર્મ ૧૬
પછે ગાયનુ છાણ મગાવી, લીંપાવ્યુ ત્યા સાર,
દર્ભ નાખી પવિત્ર કીધુ સાગસાર વિચાર ૧૭
દેવકેરૂ આવાહન કરી તર્પણ કરવા મંડાવ્યુ,
દેવ આવી પ્રત્યક્ષ બેઠા, સપ્ત ઋષિને ભાવ્યુ ૧૮
દર્શન થાશે એમ ધારી, આવ્યા વે'લા વે'લા,
બ્રાહ્મણ તો ત્યા શ્રાદ્ધ કરાવે હરિ છે મેના ઘેલા ૧૯
કેશવાય માધવાય કહે કેશવ ભરતા પોશો !
ધન્ય ધન્ય તુ નરસઇ મેહેતા, તે તો કેશવ તોષ્યો ૨૦
અપાર લીલા હરિ તમારી, ભક્તને વિધ વિધ પાળો,
સકટ સરવે હરિ તમે તો, હરિજનના બાળો ૨૧
શ્રાદ્ધ સારવા આવિયા, એ તે કેટલુ મોટુ,
હરિદાસથી કશુ અને મળુ ભજન વિના સરવે ખોટુ ૨૨
કેશવ કમળાકાંત માધવ, કરો ભક્ત કલ્યાણ,
તમારી હોય કૃપા જે પર તે તો પામે માન ૨૩

---

૧૫ અનોગ—ઘણા

આસન બેશી શ્રાદ્ધ સારિયુ, પ્રત્યક્ષ પિતૃ લીધા પિંડ,
ઉદ્ધાર પામ્યા સન જાણો, નરસઇ મેહેતાને વંશ ૨૪

વલણ

વંશ નરસઇ મેહેતાતણો, સો પેઢીના તર્યા જાણ રે,
શ્રીપ્રભુએ શ્રાદ્ધ સાર્યુ, થઈ જે જે વાણ રે. ૨૫

## કડવુ ૧૦ મુ.

### રાગ હિંડોલ ગોડી.

યથા વિધિ કીધુ શ્રાદ્ધ, કર્મ કરતા રાખ્યો ન બાધ,
હરિ હરતા કર્મના જાણ, તે તો કરતા કર્મ વખાણ ૧
વાર લાગી ઘણી ત્યાહી, પણ કોઇ બોલ્યુ નહિ કાઇ,
આપી દક્ષણા ગોરને જાણ, તે તો ઘણા કરતો વખાણ ૨
એવુ કોઇ નાગર નવ આપે, ભલે મોટો રાજા જેવો જાપે,
નરસઇ ધન્યતમારી કરણી, તમે તો ખરી ઝાલી છે સ્મરણી ૩
ભાઈ ભક્તને હરિ છે સા'ય, તેનુ ભૂડુ ક્યમે નવ થાય,
આપી દક્ષણા તે જોઈ સર્વ, મનમાથી મૂકતા ગર્વ ૪
ભાઈ ભોજાઇ જોઇ કપ્યા, તે તો ક્ષણમાત્ર નવ જપ્યાં,
ત્યારે દયાળ બો યા નામી, મનનુ જાણી અંતરજામી ૫
ભાઇ તમારૂ સહુ પુણ્ય, ભોજાઈ તમારો માનુ ગુણ,
ચાલો જમવા વેળા થઈ, બેસો પાટે તમે જઈ ૬
એમ કરી ભાઇનુ મનાવ્યુ મન, સહુને જમવા તેડે જગજીવન,
લોક નાહી ધોઇને આવે, જોઇ બેસે જગ મન ભાવે ૭
નોતરા કર્યા છે આખી નાતે, ભાઇ ભોજાઇએ તો દાવે,
તેથી લોક મળ્યુ છે ઘણુ, મળ્યુ ટોળુ ટેલિયાતણુ ૮

---

૩ સ્મરણી—માળા ૮ દાવે-દાઝ વાળવા

જેને ફાવે તે લઈ આવે, જમવા આવજો એવું કા'વે;
ભર્યું મેહેતાકેરૂ ઘર, તેથી આવ્યા છે જેરેજર. ૮
વૃદ્ધ બાળ અને ભાઇ રોગી, આવ્યાં ભોગી અને વિભોગી;
થઈ વેળા ને જમવા બેઠાં, કોઇ બેસે નહિ ભાઈ હેઠાં. ૧૦
પાટ જોઇએ કે'તાં અમારે, તે તો નરસઇ ત્રિકમ વિચારે;
જે જે જોઇએ તે આપે આણી, રીતભાત નાગરની જાણી. ૧૧
નાગરનટવરને શું કહેવું, જે જે માગે તે આણી દેવુ;
લોક મનમાં કરે વિચાર, આ તે ઝુંપડીમા શો છે સાર. ૧૨
જે જે માગ્યું તે આવી મળે, ભાઇ નરસઇયો છે આજે બળે;
માણક મેહેતીતણો તો ઉમંગ, તે તો કોણ કહે ઉછરંગ. ૧૩
ફરે હરે પંગતમા પોતે, નરસઈ બ્રહ્મ ફરે છે જોતે;
શુ જોઇશુ કે'તા શારંગપાણિ, માગે તે તો આપે આણી. ૧૪
જોઈ મેહેતી મનમાં રીઝે, કથ વાર લાગ્યાથી મન ભીંજે,
નાહુ તો સેવા કરૂ એ કેમ, આજ જાય છે ભજનનો નેમ. ૧૫
કોઇ નથી જાણતુ ભેદ, કોઇના મનમા નથી ખેદ;
પાક થોડો પ્રથમ હતો, તે તો ત્રિકમને મન ખુત્યો. ૧૬
અન્નદેવને મારી હાક, તેથી વિધ વિધના થયા શાક,
થયો આનંદ આનંદ ઉર, યથાવિધિ પાક થયો ઉદે. ૧૭
જોઈ રીઝયા સુંદરશ્યામ, અન્નદેવ કે' પહોચે મામ,
એમ આનંદ પામ્યા સર્વ, મૂકયા ગૃહસ્થ નાગરે ગર્વ ૧૮
આવુ કોઇથી નથી બન્યુ, નીચ આપણે જેને ગણ્યુ,
ધન્ય ધન્ય નરસઇ ન્યાતે, કુળ ન્યાત તારી એણે જાતે. ૧૯
એમ જમતા વાડવ બોલે, તોલ નરસઇયાના તોલે,
નરસઈ કૃષ્ણ કરે છે કામ, મનમા ધરી મોટી મામ. ૨૦

૧૭ ઉદે—પ્રકટ

ભલો ભયો કહી લોક બોલે, તોલ નરસંઇયાના તોલે;
કરે બ્રહ્માદિક જેની સેવા, તે તો આથડતો લેવા દેવા. ૨૧
કેવી કૌતુકની છે વાત, હરિ ભક્તની કરે છે ખ્યાત;
ધન્ય ધન્ય ત્રિભોવન ભૂપ, ન્યારૂં છે તમારૂં રૂપ. ૨૨
હવે પેહેલી પગત ઊઠી, કોઈની મતિ નવ રૂઠી;
પછી બીજી જમવા બેસે, તેનુ વર્ણન કરીએ કેસે. ૨૩
તોય મેહેતોજી નાહી નવ આવ્યા, જેને ગુણલા ગાવા ભાવ્યા;
કરે કેશવ ઘરનાં કામ, તેને શી પડી છે બીજી મામ. ૨૪
એવે ભજનિયા તો ઊઠ્યા, કે'તા આજ ભક્તરાજ તમો ત્રૂઠ્યા;
સારૂં થયું પધાર્યા હરિ, આજ મેહેર રૂડી તમે કરી. ૨૫
જેશ્રીકૃષ્ણ કહી ગયા સર્વ, મેહેતાજીને સાંભર્યું પર્વ;
અરે રાત તો પડી અહીં, શી દશા થઈ હશે તહીં. ૨૬
વહેલા વહેલા નાવા ગયા, કોઇએ સમાચાર તો કહ્યા;
ભક્તરાજ કર્યું તમે સારૂ, કેટલો ખરચ થયો આજ વારૂ. ૨૭
મેહેતાજી ધારે કરે કરડાગી, હરિ હરિ જપતા સુહાગી;
પછે સ્નાન કરી ઘેર જાય, પગ આગળ પડતા નવ થાય. ૨૮
તોય આવ્યા ઘેર જ્યારે, વેંલા આવી હરિ મળ્યા ત્યારે;
થયુ કારજ ભક્ત તમતણું, તમે દુ:ખ પામ્યા ઘણું. ૨૯
હવે અમો જાશુ વૈકુંઠ, બેઠી ચાલ્યા પ્રભુ વૈકુંઠ;
જાણી મેહેતાએ સઘળી વાત, કીર્તન કરી કીધી ખ્યાત. ૩૦

વલણ.

ખ્યાત કરતા નરસઇ મેહેતા, ધન્ય ધન્ય હે દયાળ રે;
લાજ મારી અપાર કીધી, અહો ત્રિભુવન ભૂપાળ રે. ૩૧

---

૨૩ કેસે—કેમ

# કડવું ૧૧ મું.

## રાગ મારૂ.

વ્હાર અપાર ત્રિકમ કીધી, આજ હરિ તમો મારી જી;
નાગર થઇને શ્રાદ્ધ સાર્યું, તરી પેઢી તો મારી જી. ૧
ગુણ શા ગાઉં કેશવ તારા, પૂરી આશા મારી જી;
ઓપદી તમો અપાર ટાળી, પૂરી આશા મારી જી. ૨
શ્રાદ્ધ સારિયુ પાણી પાયુ, હુ ભજન કરતો જાણી જી;
ત્યારે માણક મેહેતીએ વાત જાણી, આવ્યા'તા ચક્રપાણિ જી. ૩
અરે મેં અભાગણીએ પૂજા ન કીધી, ગયા ભુખ્યા દેવદયાળ જી,
મેહેતાજીએ મન મનાવ્યુ. તૃપ્ત છે દેવદયાળ જી. ૪
આપણ ચાલો જમવા બેસુ, આવશે ત્રિકમ પોતે જી;
પછે થાળ ગાઇ મેહેતાજીએ, આરોગવા આવ્યા પોતે જી. ૫
અહો કેશવ કમળાકાન્ત, અપાર લીલા દેવા જી;
રોહીદાસને તાર્યા તમે તો, કુબજાકેરા મેવા જી. ૬
રાધીરાણીથી વધારે કીધી. કુબજા તમે એવા જી,
પાડવની તો પત પાળી, ધન્ય ધન્ય છે દેવા જી ૭
તમારા વિના હુ નહિ આરોગુ, આવો જમિયે ભેળા જી;
માધવ ભક્તના ભેળા જમિયા, સ ભારી'તી વેળા જી ૮
તેમ કૃપા કરીએ સુજને, તો તો રીઝુ દેવા જી,
વિનતિ સાભળી વિઠ્ઠલ આવ્યા, જાણી ભકતની સેવા જી. ૯
નર નારી ને પ્રભુજી ત્રીજા, જમિયા એકી હારે જી,
જમી કરીને પ્રભુ પધાર્યા, એ પુણ્ય તો કોણ ધારે જી. ૧૦
હરિદાસનુ શું ગજુ છે, અભિધાન મિથ્યા ધારે જી;
અભિધાનમા જે માણસ ભુને, તેને કહેવુ મારે જી. ૧૧

ખોટું છે એ ભાઈ સરવે, ભજન એક તમે ભાખો જી,
હરિકૃપાનો મારગ આ તો, હરિજનકાજે દાખ્યો જી. ૧૨
પધ પૂરણ શિવનેત્રસે કીધા, ભક્તરાજનો મહિમા જી,
કડવા અગિયાર ને રાગ જૂજવા, ઢાળની માહી સીમા જી ૧૩
કવિતા કેરી જાત ન જાણું, છંદ પ્રબંધ ન જાણું જી,
નાટક રાગ ગીતક ભેદ તો, ભીતિથકી નવ માણું જી ૧૪
ભજન ભાવથી મારે કરવું, ખોટ વધ હરજો દેવ જી,
બુદ્ધિમાને કથા કરી છે, નરસંઇ જનકશ્રાદ્ધની સેવ જી ૧૫
સંવત સત્તર સતાવીશ માહી, માઘમાસ પાવન જી,
હરિકૃપાથી પૂરણ કીધો, શુભ યોગે શુભ થયુ મન જી. ૧૬
મંગળવારે મંગળ ગાયુ, મંગળ થયુ સર્વ જી,
શ્રોતા વક્તા જે જે બોલો, તન મનનો તજી ગર્વ જી ૧૭

વલણ.

ગર્વ તજી હરિ ભજીને, બોનો મુખ હરિ હરિ ફરી રે,
હરિદાસ કહે એકવાર કહો, જે જે જે જે શ્રીહરિ રે ૧૮

---

૧૩ શિવનેત્રસે—ત્રણસે

---

श्रीजगदीश्वरायनमः

द्वारकादासकृत

# कविता.

## બાર માસ.

### કાર્તિક.

વિપ્ર ગુરૂને પ્રણામ કરી રે, ગાઊં માસ સીતા મેહેવ્યાળ;
ચાતુર્વિંશીના ચરણ ધરી રે, જાનકીની જગાવું ઝાળ. ૧
વિપ્રલંભશૃંગાર સાચો રે, પણ વણિકકેરી હું જાત;
રસનો અભ્યાસ કાચો રે, તેણે શાસ્ત્રની હદે ન ભાત. ૨
વૃદ્ધ વણિકની જાતે રે, નવ તરૂણ કાંઇ શીખાય;
પંચાશ વર્ષની વાતે રે, ગુરૂ મળ્યે ઉર હરખાય. ૩
જાનકીજી દુઃખિયાં રે, સંભારે ત્રણ વર્ષની વાત;
અન્ય લોક સુખિયા રે, જાનકી જાયે નહિ દિન રાત. ૪
લંકામાં શોભા રે, લોક નવા વર્ષે કરે;
જાનકી મન ઓભા રે, દેવ જોઇ દુઃખ ધરે. ૫
દેવદીવાળી આવી રે, દેવ સજ થઈ આવ્યા;
દાનવને ન ભાવી રે, દાસપણે દેવ કાંવ્યા. ૬
દીપોત્સવીનો આનંદ રે, દેવ સીતાને સરખો;
જાનકી છે મન મંદ રે, રઘુવર ઘન ! ક્યાં વરખો. ૭

---

૧ મેહેવ્યાળ–વિહરૂપી સર્પ. ચાતુર્વિંશીના–ચોવીસા કવિ પ્રેમાનંદના. ( દ્વારકા ભક્તનો ગુરૂ પણ પ્રેમાનંદ હતો ). ઝાળ–વિરહરૂપી.

૬ દાસપણે ઈ૰—કેમકે દેવો દાસ હતા તે સજ થઈને આવ્યા માટે તે દાનવને ભાવ્યું નહિ. ૭ વરખો—વરસો.

ખોટું છે એ ભાઈ સરવે, ભજન એક તમે ભાખો જી,
હરિકૃપાનો મારગ આ તો, હરિજનકાજે દાખ્યો જી. ૧૨
પદ્ય પૂરણ શિવનેત્રસે કીધાં, ભક્તરાજનો મહિમા જી,
કડવાં અગિયાર ને રાગ જૂજવા, ઢાળની માંહી સીમા જી. ૧૩
કવિતા કેરી જાત ન જાણું, છંદ પ્રબંધ ન જાણું જી,
નાટક રાગ ગીતક ભેદ તો, ભીતિથકી નવ માણું જી. ૧૪
ભજન ભાવથી મારે કરવું, ખોટ વધ્ય હરજો દેવ જી,
બુદ્ધિમાને કથા કરી છે, નરસઈ જનકશ્રાદ્ધની સેવ જી. ૧૫
સંવત સત્તર સતાવીશ માંહી, માઘમાસ પાવન જી,
હરિકૃપાથી પૂરણ કીધો, શુભ ચોગે શુભ થયું મન જી ૧૬
મંગળવારે મંગળ ગાયું, મંગળ થયું સર્વ જી,
શ્રોતા વક્તા જે જે બોલો, તન મનનો તજી ગર્વ જી ૧૭

વલણ.

ગર્વ તજી હરિ ભજીને, બોનો મુખ હરિ હરિ ફરી રે,
હરિદાસ કહે એકવાર કહો, જે જે જે જે શ્રીહરિ રે ૧૮

---

૧૩ શિવનેત્રસે—ત્રણસે

श्रीजगदीश्वरायनमः

द्वारकादासकृत

# कविता.

---

## બાર માસ.

### કાર્તિક.

વિપ્ર ગુરૂને પ્રણામ કરી રે, ગાઊં માસ સીતા પ્રેહેવ્યાળ;
ચાતુર્વિંશીના ચરણ ધરી રે, જાનકીની જગાવું ઝાળ. ૧
વિમલંભશૃંગાર સાચો રે, પણ વણિકકેરી હું જાત;
રસનો અભ્યાસ કાચો રે, તેણે શાસ્ત્રની હૃદ્દ ન ભાત. ૨
વૃદ્ધ વણિકની જાતે રે, નવ તરૂણ કાંઇ શીખાય;
પંચાશ વર્ષની વાતે રે, ગુરૂ મધ્યે ઉર હરખાય. ૩
જાનકીજી દુઃખિયાં રે, સંભારે ત્રણ વર્ષની વાત;
અન્ય લોક સુખિયા રે, જાનકી જાયે નહિ દિન રાત. ૪
લંકામાં શોભા રે, લોક નવા વર્ષે કરે;
જાનકી મન ઓભા રે, દેવ જોઇ દુઃખ ધરે. ૫
દેવદીવાળી આવી રે, દેવ સજ્જ થઇ આવ્યા;
દાનવને ન ભાવી રે, દાસપણે દેવ કાઢ્યા. ૬
દીપોત્સવીનો આનંદ રે, દેવ સીતાને સરખો;
જાનકી છે મન મંદ રે, રઘુવર ઘન ! ક્યાં વરખો. ૭

---

૧ પ્રેહેવ્યાળ–વિહરૂપી સર્પ. ચાતુર્વિશીના–ચોવીસા કવિ પ્રેમાનંદના. (દ્વારકા ભક્તનો ગુરૂ પણ પ્રેમાનંદ હતો ). ઝાળ–વિરહરૂપી.

૬ દાસપણે ઈ૦—કેમકે દેવો દાસ હતા તે સજ થઇને આવ્યા માટે તે દાનવને ભાવ્યું નહિ. ૭ વરખો—વરસો.

બળુ સ્નેહ તાપે રે, ટાઢ વાય નવ અગે,
વા'લા વિયોગ સતાપે રે, રમુ ક્યારે નવ રગે ૮
છુ અબળા બાળી રે, રઘુવર શુદ્ધિ લિયો,
દિસે દીન રાત કાળી રે, દ્વારકોદાસ કાપી ગિયો ૯

### દોહરો.

સીતા વેરી દુ ખની, આગ્ર રઘુકુળ ભૂપ,
સ્નેહે વાયુ વાયો ઘણો, વિખૂટ્યો આગ્ર અનુપ ૧૦

### માર્ગશીર્ષ માસ.

કાર્તિક ગયો દુ ખમા રે, વા'લા વિજોગે દાઝી,
માર્ગશીર જાય સુખમા રે, એવુ કરો રામ રાજી ૧
દિવસ અતિ નાનો રે, રાત મોટી નવ જાયે,
રડુ સ્વર છાનો રે, દુ ખ દિલમા થાયે ૨
અસુર મોકલતો રે, પાનબીડા ખાવા,
મારો મ્રે' નથી વળતો રે, લાવે ઉષ્ણ જળ ના'વા ૩
સુગધિકા મરદન રે, કરવા દાસી લાવે,
ઉચુ જોઈ ગરદન રે, વા'લા દુ ખવા આવે ૪
જાણે મારૂતી ઉપર રે, બેશી રામ આવે,
લક્ષ્મણ ને રઘુવીર રે, તનડાનુ દુ ખ તજાવે ૫

મારે મન ન રાજે રે, હૃદે રઘુનાથ વિભુ ૭
ચોળુ તેલ દાસી રે, એવુ કહી અંગ અડકે,
પ્રભુ અમિ દાસી રે, કેશપાશ જોઈ ભડકે ૮
અળગી થાય વા'લા રે, તેલ નવ અંગ સીંચે,
દાસ દાગકાના લાવ્યાં રે, જાનકી દુખે આંખ મીંચે ૯

દોહરો.

રઘુવર ઘન વન આમ્રનુ, કોયલ સીતા નાર,
ધૂમસ પડ્યો વિજોગનો, મંજરી જળે કુડાર ૧૦

પોષ માસ

માર્ગશીર્ષ વીત્યો રે, માણિગર નવ મળિયા,
પોષે વધી પ્રીત્યો રે, દુખ દિન નવ ખળિયા ૧
વા'લા જુઓ વે'લુ રે, નહિ તો હવે પ્રાણ તજુ,
કે'શો કાળજુ ઘે'લુ રે, હવે પ્રભુ મોત ભજુ ૨
ઉત્તરાણે અમિ ઠગવી રે, આપુ હરિ દાન કરી,
વળખુ વિજોગી બગવી રે, હરિ તમો પરિ ધરી ૩
મારી હઠ મને આણી રે, રીઝાવો રામ રાજા,
દુખ દ્યો શુ પ્રભુ જાણી રે, વાકની વળી માઝા ૪
આડપણુ મૂકયુ રે, હવિ મને આવી મળો,
ચપળતા ચિત્ત ચૂકયુ રે, હારદ અંતરનુ કળો ૫
સાથે જો લીધી રે તો વીસારવી નવ ઘટે

---

* ૧૦ ઘન—જાડુ—ઘીચ મંજરી-માજર જળે-બળે (ધૂમસથી) કુડાર-નઠારી જગોએ અથવા ધૂમસથી બળી જઇને માજર કુડાર-પૃથ્વી ઉપર ગરી પડે છે (કુ—પૃથ્વી) અર્થાત્ સીતારૂપી કોયલને ઉપભોગ કરવા ની રઘુવરરૂપી આંબાની માજર વિરહરૂપી ધૂમસથી નાશ પામે છે રૂપક.

કૃપા જોયે કીધી રે, જગજીવન મળો ઝટે ૬
નવોઢા નારી રે, પરણી આવી તમ પાસે;
સાધ્રી સેવા ન સારી રે, લાજતણા ભાસે. ૭
ગઇ કઇક લજ્જા રે, હરિ સુખ ગયુ નાસી,
બળે માસ મજ્જા રે, દાસી કરે હાસી. ૮
રાક્ષસી બોલે રે, નાર વે'લી સીતા,
દારકાદાસ કાળજ છોલે રે, મન થાય બે ભીતા. ૯

## દોહરો.

કીચ બિચ કરિણી કળી( ગઈ), દ્વિરદ રઘુપતિ દૂર;
વે'તાપે કર્દમ તપ્યો, જાય નાગિણી નૂર. ૧૦

## માઘ માસ.

પોષ ગયો પણ ના મળ્યા રે, પ્રાણજીવન પ્રભુ રામ,
જીવ્યાના ઓરતા ના વળ્યા રે, સર્યુ નહિ કઈ કામ. ૧
ટાઢ ઊડી તન મનની રે, લાગ્યુ લોકને સુખ,
આશા પૂરી જનની રે, તો દયાળ મારે શુ દુખ ૨
મુગ્ધપણે આવી સાથ શુ રે, થયા મુગ્ધ મારેમાટે નાથ,
જાણી રાક્ષસ માર્યા હાથશુ રે, હવિ કિમ દુખ વેઠુ હુ માથ ૩
લક્ષ્મણને ખીજી હરિ રે, કહ્યા અઘટતા વેણ,

---

૧૦ કીચ ઈ૦-દુખરૂપી કીચની વચ્ચે સીતા રૂપી કરિણી ( હાથણી ) કળી ગઈ, અને તેને કાદવમાથી કાઢનાર રઘુપતિરૂપી દ્વિરદ ( હાથી ) દૂર છે એ કર્દમ ( કાદવ ) વે'તાપે ( વિરહરૂપી તાપથી ) તપ્યો છે, તેથી નાગિણી ( હાથણી )નુ નૂર ( તેજ ) જાય ( નાશ થાય છે ) રૂપક

૩ મુગ્ધપણે-મુગ્ધાવસ્થામા અથવા મોહિત થઇને મુગ્ધ થયા-મોહિત ( વિવેકશૂન્ય ) થયા ( મૃગને રાક્ષસ જાણ્યા છતા પણ મારવા ગયા માટે )

વિચાર તેનો જુઓ કરી રે, હુંને હુતાં સુખદેણ? ૪
લક્ષ્મણે મન કદી ફેરવ્યુ રે, હઠીલી જાનકી નાર;
વદુ ન જૂઠું બેરવ્યુ રે, પણ વિચારજો ઇનો સાર ૫
સારૂં કરવા સતી ગઇ રે, થયું વિપરીત તેમા સ્વામ,
સીધી ઉલટી મતિ થઇ રે, કથળ્યુ સુધારતા કામ. ૬
વા'લા તમને ના સાભરે રે, કદલીવન કેલિ રામ,
વેણે નયના શુ ભરે રે, કોણ કે'તુ સુદરશ્યામ. ૭
શૂર્પેનખા અમિ નવ લહી રે, રઙ લીધી લક્ષ્મણ કાજ,
માની મારૂ લખિયું સહી રે, મુને દુભાવી નહિ રઘુગજ. ૮
એ સહુ વા'લા વીસર્યા રે, કાઢુ કર્મતણો હુ વાક,
દાસ દાજ્કાનો બા'ર નીસર્યા રે, થઇ દુખિયારી સીતા રાક. ૯

## દોહરો.

જોઈ પરિમલ પદ્મનો, પ પદ પેઠો માય,
ભમરી ભણભણ કરી રહી, (મે') વારણ આવ્યો ત્યાય. ૧૦

## ફાલ્ગુન માસ.

માઘ વિત્યો નવ મળ્યા રે, હવે જીવ્યાનુ શુ કાજ,
ફાલ્ગુન ફૂલ્યે મન બળ્યાં રે, અમો નિરખ્યા નહિ મા'રાજ ૧
દાસી આવી રાવણતણી રે, લાવી વધાવો વસત,

---

૧૦ જોઇ ઇ૦—જેમ કમળનો પરિમલ (સુગંધ જોઇને) પટ્પદ (ભમરો) માય (કમળમા) પેસે છે, અને એટલામા વારણ (હાથી) આવીને તે કમળને ઉપાડી નાખે છે એટલે બીડાઈ ગયેના તે કમળમાજ ભમરો રહી જાય છે તથા ભમરી બિચારી તેના વિયોગથી ભણભણ કરી રહે છે તેવી મારી ગતિ છે સુવર્ણમૃગ એ પદ્મનો પરિમળ, રામ એ ભમર, વિરહ એ હાથી અને સીતા એ ભમરી જાણવી—અભેદતારૂપ્ય રૂપક.

જાણી કામવાસના જાગી ઘણી રે, પણ સ્નેહ દૂણો વસત ૨
કોયલ કાળી ન જાણતી રે, કામ જગાડવા કરે નાદ,
મન મારૂ દુ ખ ન આણતી રે, ટૌકી ટૌકી બેસો તારો સાદ ૩
અલ્યા હુ દુખિયારી જોગણી રે, કેશુ ફૂલ્યો શુ ફૂલ,
દુ ખ ન લહ્યુ વિજોગણી રે, તારા લોક કરે બેહાલ ૪
વિજોગમા જેવી હુ બળુ રે, તેવો બાળે તને દઉ શાપ,
વિજોગમા જેવી હુ જળુ રે, તેવો ઉકાળી દૈ તને તાપ ૫
અ બે અબળા નવ ગણી રે, દષ્ટિ ધૂમસ નાખી ત્યાય,
અ બે મુખથી તો ભણી રે, ખરો મ જરી ખીલી જ્યાય ૬
તરૂવર ફૂલ્યા અતિ ઘણા રે, તેનુ કાસળ કાઢો લોક,
દુ ખ દેતા રાખી નવ મણા રે, હોળિકા કરે હુ સરખો શોક ૭
કામ વૃદ્ધિ ભમરો કરે રે, શાપુ તેને હુ આજ,
કાષ્ઠાદિક તુથી શરે રે, લાગે પક્ષે ડ ખને લાજ ! ૮
એમ શાપ દેઈ સર્વને રે, સ ભારતી રાજા રામ,
દાસદ્વારકો છોડે ગર્વને રે, રીઝે વિપ્રગુરૂથી સુ દરશ્યામ ૯

દોહરો.

સુખશય્યા કરી ફૂલની, શીતળ વાય સમીર,

---

૨ દૂણો—બમણો

૬ અ બે—આબે આમે જો મને અબળાને નવ ગણી—મારૂ દુ ખ મનમા ધર્યુ નહિ તો મે તેના ઉપર દષ્ટિરૂપી ધૂમસ નાખી અને પછી અ બે—માતા—જાનકી બોલી કે જ્યા જ્યા તેની માજર ખીલી હોય ત્યા ત્યા તે ખરી જાઓ

૮ ગો શા । દીધો તે કહે છે કામદિક ઇ૦—તારાથી કાષ્ઠ વગેરે શરે (ગાળી શકાય) પણ પક્ષે (કમળમા) તારા ડ ખો લાજ લાગે—કમળ તા । થી શારી શમય નહિ

૯ વિપ્રગુરૂ—પ્રેમાનંદ

વિજોગનો પાવક ઝગ્યો, રઘુવર થાય ન નીર. ૧૦

## ચૈત્ર માસ.

ફાલ્ગુન વિત્યો વાલમા રે, નવ મનમાં લાવ્યા;
ચૈત્રે વીસરો આળ મા રે, મને અતિ મન ભાવ્યા. ૧
ચૈત્રીએ ચાંદો ચઢ્યો રે, આવ્યો નભની મધ્ય;
રાઘવજી ચૈડકો પડ્યો રે, મુઆ અસુર અવધ્ય. ૨
જન્મદિવસ ગયો રાયજી રે, મેં કસારે ભૂખ ન ભાગી;
અપશુકન ઘણા થાય જી રે, જુઓ રઘુવર જાગી. ૩
હિમરશ્મિ પીડે ઘણું રે, શાપું તેને હું આજ;
થાઓ રૂપ એનું ક્ષયતણું રે, મને મળ્યા નહિ મહારાજ. ૪
શું કરીએ શાણાં થઈ રે, દયા દયાળે મૂકી;
તેથી તન મનની ગઈ રે, આજ શુદ્ધિ ચૂકી. ૫
બંધનથી છોડાવિયે રે, રણછોડ કહે રામ લોક;
અસુર બેડી તેડાવિયે રે, તો તો ટળે તન શોક. ૬
આવડું કર્યું મેં શું કંથજી રે, પ્રેમ કરી નાખ્યો ફોક;
નિહાળું બેઠી પંથજી રે, નીચી દૃષ્ટે કરૂ આલોક. ૭
આવડું નો'તું જાણતી રે, નહિ તો ક્યારનો આપત ભોગ;
સુખ હરિ નથી માણતા રે, ત્રણ વર્ષથી ધર્યો જોગ. ૮

---

૧૦ સમીર-વાયુ. પાવક—અગ્નિ. રઘુવર ઇ૦-પણ તે પાવકને હોલ. વવાને રઘુવર નીરરૂપે થતા નથી.

૧ ચૈત્રે ઇ૦-રાવણ કરેલું આળ આ ચૈત્રમાં તો હવે મા વિસરો.

૨ અવધ્ય-હજી પણ અવધ્ય (વધ ન થાય એવા) છે!

૪ હિમરશ્મિ-ચંદ્ર. બંધન ઇ૦-હે રામ! તમને લોક રણછોડ કહે છે તો હવે મને આ રાવણના બંધનમાંથી છોડાવિયે.

૭ આલોક-નજર. ૮ આપત ભોગ-મૃત્યુ પામત!

આપઘાત કરી મરૂ રે, જો લાગ્યો વ્રેહેનો રોગ,
દ્વારકો દાસ કે' હુ ડરૂ રે, વા'લા ક્યારે ટાળે વિજોગ. ૯

## દોહરો.

મે'ક માધુરી મોગરે, ફુલ્યા ફૂલ સરાગ;
સીતા લેવા સંચરી, કરડ્યો વિરહનાગ ૧૦

## વૈશાખ માસ.

ચૈત્ર ગયો ચતુરા કહે રે, તોય ચિત્ત ન થયુ પ્રસન્ન,
વૈશાખે વનમા રહે રે, પ્રાણજીવન મારૂં મન. ૧
શું કહીએ રઘુનાથને રે, સભારે નહિ કાઈ,
વનમા ફરતા ઝાલી હાથને રે, તે સુખ ગયુ ખોવાઈ ૨
વીજણો હાથે હુ ઝાલતી રે, નાખતી નાથજી વાય,
તે સુખ હુ નથી ભાળતી રે, કપે છે કૂડી કાય ૩
રાવણે રીઝશું મોકલ્યા રે, શીતતણા ઉપચાર,
ગુણ તેના નવ જાયે કળ્યા રે, નવ સામુ જોયુ ભરતાર. ૪
અમે એવાં પાપ તે શા કર્યા રે, જે વિસારી દીધા આમ,
પાપના ભારે શા ભર્યા રે, જે સભારો નહિ સ્વામ. ૫
તાપ તપે સૂરજતણો રે, બીજો વિરહાનળ વિશેષ,
તેથી પરિતાપ થાયે ઘણો રે, રહી વા'લાજી દેહ શેષ ૬
શું કરીએ કહે કથજી રે, ઊનો વાયુ ન વાયો જાણ,
વિચારી આવો પથજી રે, જાળે કૂડો કામ ને ભાણ ૭
રાક્ષસીઓ અતિશે હસે રે, મને કહેતી રાય સભાર,

---

૧૦ સરાગ-રગવાળા મે'ક ઇ૦-જેનો માધુરી (મધુર-સારો) મે'ક (સુગધ) છે એવા મોગરા ઉપર સરાગ (રગવાળા-ધોળા રંગના) ફૂલ ફૂલ્યા છે મોગરો-રામ ફૂલ-સયોગસુખ

જામજી હૃદે જ્યાં વસે રે, ત્યાં અન્ય રામનો શો સાર ૮
અતિ થયું હવે નાથજી રે, તલપી તજીશું પ્રાણ,
દાગ્કાદાસનો સાથજી રે, પ્રાણ ગયો વા'લા ચારો જાણ ૯

## દોહરો.

ગોરી ગુલાબી હું હરિ, ખટપદ રઘુકુળ ભાણ,
બ્રે' ચંપક જોઈ પડ્યા, પરિમલ ગ્રહી ન જાણ ૧૦

## જ્યેષ્ઠ માસ.

વૈશાખ વહી ગયો રે, તોય દીઠા ન દેવ દયાળ,
જ્યેષ્ઠ આવી રહ્યો રે, હરિ આવી નહિ ભાળ ૧
વા'લા ઘન ગરજે રે, તોય દીસો ન દેવદયાળ,
વિધાત્રી શું સરજે રે, દુ:ખડાં કરી ભાળ ૨
નમેરા કેમ કહું રે, થઈ ચોભીલી ચતુર સુજાણ,
દુ:ખી દમને રહું રે, કરૂં ગુણકેરાં વિખાણ ૩
દેહ મારી મૂકી રે, વાય વાયરો અપાર,
ઉરાડી ના મૂકી રે, જ્યાંહી રાઘવ વસિયા સાર ૪
ભીંજે ચીર માહરાં રે, તે તો આપો આપ સૂકાય,
કીરતન કરૂં તાહરાં રે તોયે બ્રેહે દુઃખડું નવ જાય ૫
પશુ પખી થયાં રે, હરિ મતવાલાં અપાર,

---

૧૦ ગોરી ઇ૰—હે હરિ! ગુલાબના છોડરૂપી ગોરી (સ્ત્રી) છું અને રઘુકુળભાણ (રામ) ખટપદ (ભ્રમર) છે, પણ વચમાં બ્રે' (વિરહ) રૂપી ચંપક (ચંપાને) જોઇને રામ પડ્યા (પાછા ગયા) અને પરિમળ (સુવાસ) ગ્રહણ કરી નહિ—સંયોગ થયો નહિ

૩ દમને મનનું દમન કરીને ૪ ઉરાડી ના મૂકી–માહે રામચંદ્ર વસ્યા છે તેના ભારથી ગામના જ્યાં રાઘવ વસેલા છે ત્યાં મને પ્રેમ ઉરાડીને ન લઈ ગયો ?

દુ ખ મારાં નવ ગયા રે, નવ ઉતર્યા બ્રે'સાગર પાર. ૬.
હવિ કઈક જોવુ રે, મુજ દુ ખાણી સામે,
નિશદિન રોવુ રે, નિર્દય થયા શુ આમે. ૭
અતિ થઈ વા'લા રે, હવે ક્ષમા મન લાવો;
વિલપે છે બાળા રે, સજોગે અતિ ભાવો. ૮
વધુ શુ કહીએ રે, થવાનુ તે તો થાશે,
દ્વારકા સજ રહીએ રે, હવિ હરિ પ્રાણ જાશે ૯

## દોહરો.

સુવરણ લકામા ઘણુ, લેવા આવ્યા નાથ,
ખડિયોખારજ બ્રે' થયો, આવ્યુ નહિ મુજ હાથ ૧૦

## આષાઢ માસ

જ્યેષ્ઠ ગયો મારા વા'લા રે, રડી મૂકયા લોચન વાર,
આષાઢે તનમા જ્વાળા રે, લાગે કહુ ભરતાર ૧
વાર વાર શુ કહીએ રે, મેઘ વરસે મૂશળધાર,
હરિ ! તપેનો પેણો લહીએ રે, તિમ બળે પડતુ વાર ૨
મયૂર કોયલ બોલે રે, રામ ઘાલુ આગળી કાન,
કામ કૂડો હૃદે છોલે રે, હરિ ભૂલાવે મારૂ ભાન ૩
કામને પ્રભુ વિનવુ રે, નવ બીજાનુ લેવાડે નામ,

---

૧૦ સુવરણ ઇ૦—હે નાથ સોનુ લકામા ઘણુ છે તે જાણીને તે મારે માટે લેવાને તમે આવ્યા પણ વિરહરૂપી ખડિયાખારના યોગથી તે પીગળી ગયુ અને મારે હાથ આવ્યુ નહિ

૧ વાર—પાણી ૨ હરિ ઇ૦—પ્રભુ હે હરિ ! જેમ તપેના પેણામા પાણી પડતામા બળી જાય છે તેમ હુ વિરહથી તપેલી છુ તેથી મારો એ વરસાદ સુખ કરી શકતો નથી

રખે માનો એ નવું રે, આવી જોઈ જાઓ અહીં રામ. ૪
તમરાં કાનને ફોડે રે, કામ કૂડો એથી દબાય;
ભય ક્રોધમાં ચિત્ત જોડે રે, એક વિરહ ના ઓલવાય. ૫
અતિ થઇ બહુ નામી રે, હઠનો પામી હું પાર;
કંચુકી મળી સ્વામી રે, ન જાણ્યો રાક્ષસ સાર અસાર. ૬
ઘણું દુઃખ નવ દેવા રે, તમો કઠણ મનના રામ;
કરી નથી કરૂં હરિ સેવા રે, કરો કાલાવાલાનું આ કામ. ૭
સંતાપ સાચો પામી રે, બહુ નામી રાઘવરાય.
પ્રાણ પરો કરૂં સ્વામી રે, મુઓ જીવ શોણે નવ જાય! ૮
મારૂતી મોકલ્યો જેવો રે, તેવા પધારો પ્રભુ આપ;
દ્વારકાદાસનો એવો રે, કાપે સીતાતણો સંતાપ. ૯

## દોહરો.

વિપિનરાજા કેહરી, કરત હરિણી સંજોગ;
વિરહઘન ગરજ્યો ઘણો, નરહરિ હવો વિજોગ. ૧૦

## શ્રાવણ માસ.

આષાઢ વિત્યો રામજી રે, મૂકિયો મેઘે ક્રોધ;
શ્રાવણ આવ્યો શ્યામજી રે, તોય લીધી નહિ શોધ. ૧
પર્વનો દિન આવતો રે, ત્યારે આસુરી લાવે ભેટ;

---

૫ ભય ઇ૦—અર્થાત તમારાં ઉપર ક્રોધ અને રાવણાદિનો ભય એ કામને દબાવે છે. (ભય અને ક્રોધ કામને જીતનારા વિકાર છે.)

૧૦ વિપિન ઇ૦—વિપિન (વન) ના રાજા કેહરી (કેસરી–સિંહ સરખા) રામે મુજસરખી હરિણીનો સંજોગ કર્યો છે પણ એટલામાં વિરહરૂપી ઘન ઘણો ગરજ્યો તેથી તે નરહરિનો મને વિજોગ થયો! (મેઘ ગાજે ત્યારે સિંહ ક્રોધથી દુઃખી થાય છે એમ કહેવાય છે)

સામુ ન જોયે લજાવતો રે, સર્વ સાથ મારે મન વેહ ૨
મારો વા'લો કાલે મળે રે, પોખુ પર્વના દિન;
અસુર આવે છે છળે રે, રૂપ લેઇ ભિન્ન ભિન્ન. ૩
રાથવ થાય છે તમ જશા રે, તેવાં વનકુળ જટા શીશ,
સશે મારા હૃદે વશ્યા રે, જોઇ સામુ કે પાડે ચીસ. ૪
પ્રભુ તમારા પ્રતાપથી રે, સતીનું સત્ય નિરધાર;
ડરે તમારા પ્રાપથી રે, મુજ ૨ કતણો શો ભાર. ૫
અતિ ગહનગતિ વિઠલા રે, કરો દૂરથી મારી સભાળ;
ભજન કરતાં હરિ મળ્યા રે, પાસ તેડો જનકની બાળ. ૬
હઠ હવિ હરિ નહિ કરૂ રે, જો કરૂ તો બાપના સમ;
રીસ તમારીથકી ડરૂ રે દુખાણી હવિ ભૂલુ હુ ક્યમ. ૭
ગહન વનમા એકલી રે, મારૂ નાથ અહીં છે કોણ;
એક ત્રિજટા આવી મળી રે, થઇ વિશ્વાસી તેહ ઓણ ૮
ઘણુ થયુ હવે શુ કહુ રે, વીતક વિત્યાં અપાર;
દાસ દ્વારકો કે' દુ ખી ગ્હુ રે, સુણી જાનકીકેરા વિચાર. ૯

## દોહરો.

શિલિમુખ સજ કરીને વર્યા, ક્ષ્રરશીધરહરતાપ;
જે' રૂપિયો ઉદિર થયો, જ્યા કાપે સંતાપ. ૧૦

---

૨ આસુરી–અસુરની સ્ત્રીઓ

શિલિમુખ ઇ૦—ક્ષ્માધરના તાપ (પ્રતાપ)નુ હરણ કરનાર હે રામ! તમે શિલિમુખ (બાણ) સજ કરીને ધનુષ્ય ઉપર ચઢાવીને અને વર્યા હો પણ ધનુષ્યની બન્ને કોટિઓને એકઠી કરનાર જ્યા(પણછ)ને વિરહરૂપી ઉદિર (ઉદરે) કાપે છે, તે મને સતાપ થાય છે અર્થાત્ તમાન અને મારા સંયોગના સાધનનો વિરહ નાશ કરે છે!

## ભાદ્રપદ માસ.

શ્રાવણ શરવડે ગયો રે, તોય શ્રવણે ન સુણ્યા નાથ,
ભાદરવો ભર થઈ રહ્યો રે, કાં'વુ સંદેશો કે સાથ ૧
મળવુ નવ જો નાથજી રે, મોકવો મારુતિ એકવાર,
જીવ આપુ તેની સાથ જી રે, મટે મનડાકેરા વિકાર. ૨
જીવ જોશે રઘુરાજને રે, પછે બીજો નહિ લોભ,
ઇચ્છા નથી સુખ સાજને રે, વિજોગનો એક ક્ષોભ ૩
શ્રાદ્ધપક્ષ તો આવિયા રે, હરિ સાર્યું શુ મારૂ શ્રાદ્ધ !
એમ હોય તો મન ભાવિયા રે, મુને જણાય નહિ કંઈ બાધ ૪
પણ તેમ કર્યું તો કાં'વજો રે, પામુ આનંદ અપાર,
રાખ રાખ્યે નવ ફાવજો રે, કાઈંક કરજો વિચાર. ૫
વચન એકને કારણે રે, ટળવળતા મૂક્યા તાત,
એમ કરશો નહિ બારણે રે, સભારજો દવ સાક્ષાતની વાત ૬
રઢિયાળો સ્વભાવ નારનો રે, પુરૂષ મન વિશાળ,
ઓખડ કરજો વિચારનુ રે, બીજીવારકી લેજો સભાળ ૭
દર્શન વિના જીવ જો જશે રે, અવગતિયો થાશે દેહ,
ત્યારે ચિંતા હરિ તમને થશે રે, એમ જાણુ હુ નિસદેહ ૮
ઘણુ થયુ હવે રામજી રે, કરો કૃપા દેવદયાળ,
દ્વારકાના પ્રભુ સ્વામીજી રે, એક વારની લેજો ભાળ ૯

### દોહરો.

ઉરજ અતિ પરસન્ન થયા, કુચુકી ભાતવિભાત,
કટક વિરહ ઉદ્ભવ થયો, કર્યું કષ્ટ વિખ્યાત ૧૦

---

૧૦ ઉરજ-સ્તન પરસન નિર્મળ-પ્રફુલ્લ ભાતવિભાત-નાના તરેહની
ઉદ્‌ભવ્યો-પ્રકટ્યો

## આશ્વિન માસ.

ભાદરવો ગયો ભેદમાં રે, નવ મળિયા નાથ;
આશ્વિને રહી ફેદમાં રે, રામ રાક્ષસી સાથ. ૧
શુ કરીએ વા'લા હવે રે, ન ગમે દિન રાત;
હવે મળશો તે કવે રે, વેરણ પડતી ન જાત. ૨
એમ કહી કેશ છોડતી રે, જાનકી વાળતી ફાંસ;
ત્રિજટા ત્યાં દોડતી રે, આવું કરીએ ન હાસ. ૩
સીતા કે' નવ બોલશો રે, આણ પ્રભુ કને જાય;
ત્રિકમ મન નહિ તોલશો રે, સખિ! કામ આવે શે કાય ૪
ધિરજ બહુ મેં તો ધરી રે, હવે માનું ન હુંય;
ત્રિજટા ત્યાં ઓચરી રે, માજી બોલો એ શુય. ૫
કુંભકર્ણને મારિયો રે, ઇંદ્રજીત માર્યો કાલ;
રાવણ કે' છે હારિયો રે, અમે સુણી છે ભાળ. ૬
યજ્ઞ ભંગ કપિયે કર્યો રે, ગયો વઢવા ભૂપાળ,
રામજીએ હાથે હર્યો રે, એવી સાંભળી ભાળ. ૭
હવે ઉતાવળ શે કરો રે, એક બે દિન કાજ;
દુઃખના દિન થોડા ભરો રે, મળશે રઘુરાજ. ૮
એમ કહીને વારિયા રે, માત મન ન પ્રસન્ન;
દ્વારકાનાં કામ સારિયાં રે, તોય રહ્યા દુઃખના દિન. ૯

### દોહરા.

પાન લવંગ પલંગમાં, નવલ રંગ ઉમંગ,
મે' વીંછી ડંખી ગયો, થયો રંગમાં ભંગ. ૧૦

### અધિક માસ.

આશ્વિન માસ ગયો મખી રે, ન મળ્યા રઘુરાય,

૨ કવે—ક્યારે.

અધિક માસ અતર લખી રે, પાકુ આજ કાય. ૧
પુરૂષોત્તમને કારણે રે, સ્નેહે જાગ્યે અપાર;
કેશપાશ ધરી બારણે રે, કરે લટકવા અવિચાર. ૨
કાંખળિયે વાળ બાંધિયા રે, લટકે જોવે નાર;
સાનમાં શ્યામને સાધિયા રે. કર્યો મિલન વિચાર. ૩
લટકવા મન નારનું રે, એવે આવ્યા દેવ મોરાર;
આ શું કરે છે ક્યારનું રે, ઘેલી સીતા નાર. ૪
કેશ છોડી સ્વય રામ જી રે, આલિંગન આપે;
મેઘ વિધુતકેરૂ નામ જી રે, શોભા કુણ માપે. ૫
નારી રાવણ મારિયો રે, તારે કાજે આજ;
દાનવકુળ સંહારિયો રે, ઇમ બોલ્યા રઘુરાજ. ૬
જોઇ પ્રભુ જાનકી ભેટિયાં રે, થયો જય જયકાર;
દંપતિનાં દુઃખ મેટિયાં રે, પામ્યાં સુખસાગર પાર. ૭
મેઘ રઘુકુળ રામ જી રે, વિદ્યુત જ્યોતિ માત;
રૂપ રાજે એવું શ્યામ જી રે, ચ પકવર્ણી જાનકી માત. ૮
વિપ્રગુરૂપ્રતાપથી રે, ગાયા રામજીના ગુણ;
વૃદ્ધપણે છૂટ્યા તાપથી રે, ગુરૂ પીયૂષ પ્રુણ્ય. ૯
સોળસે એંશીમાં જન્મ છે રે, પચાશ વર્ષે ગુરૂમેળાપ;
દ્વારકાદામ અજન્મ છે રે, વિપ્રગુરૂકેરે પરતાપ. ૧૦

દોહરો.

ઉજ્જડ બેટ ઉદધિ વિષે, કમળનયન સંજોગ;
ગયો વિરહ થયું દ્વારકા, શ્યામ કૃપા સંભોગ. ૧૧

---

૫ મેઘવિધુત–મેઘ સરખા રામ અને વિદ્યુત (વીજળી) સરખી સીતા
૯ પીયૂષ–અમૃત ૧૦ અજન્મ–જન્મ રહિત કે મુક્ત અર્થાત્ અમર.
૧૧ બેટ–સ કા. ઉદધિ–સમુદ્ર.

# राधिकावनविवाह.

## રાગ મારૂ.

વ્રજ વેદવિદિત સહુ જાણો રે, વૃષભાન ગોપ ત્યાં રાણો રે;
તેની રાધા રૂચિર કુમારી રે, પિતા માતને પ્રાણથી પ્યારી રે. ૧
ગુણ રૂપે તે વિધુવદની રે, રતિ રમા ઉમા મદકદની રે,
થઈ વરસ સાતની બાળા રે, લાગી ખેલ કરવા રસાળા રે ૨
રહે સખીની ટોળી ઘેરી રે, જાણો સરવે એથી અવેરી રે,
ભૃષુભાનભુવન દિન આવે રે, જેના રૂપનો પાર ન કા'વે રે. ૩
એક દિવસ બધી મળી આવી રે, વિનતિ કરી સખી બોલાવી રે;
આજ ઉપવન ખેલવા જાવુ રે, જો તુ સગે રાધિકા આવુ રે ૪
જ્યા કુસુમદ્રુમની વેલી રે, ત્યા રમીએ સહુ સાહેલી રે,
સુણી રાધાએ દેહ શૃગારી રે, નખશિખ આભરણ ભારી રે. ૫
દુલારી બની છે સારી રે, સર્વ સખિયોમા બલિહારી રે;
જોઈ રીઝયા માત તાત રે, કરે રાધાના રૂપની વાત રે ૬
લલિતા આજ્ઞા માગી સધારી રે, સગે વિવિધ આહીર કુમારી રે,
કોઈ શ્યામલડી કોઈ ગોરી રે, કોઇ બાળા કોઇ કિશોરી રે ૭
ભુજ કઠ પરસ્પર મેલી રે, આવી ગીત ગાતી સાહેલી રે,
મુખ પકજ પક્તિ રાજે રે, પ્રતિબિબ કપોળ વિરાજે રે. ૮
સખી મુખ જાણો અરવિદ રે, તારાગણમા રાધિકા ચદ રે,

---

૧ વેદ વિદિત—વેદમા પ્રખ્યાત ૨ વિધુવદની—ચદ્રમુખી મદકદની—મદનો નાશ કરનાર ૩ અવેરી (અવર ઉપરથી)—ઉતરતી
૭ કિશોરી—કિશોર વયની

ઉપમા દીજે તે ઓછી રે, થાયે ચારે વાણી છોછી રે ૯
સહુ બાળા ઉપવન આવી રે, જ્યા લલિત લતા મન ભાવી રે,
(ત્યા) રગબેરગ કુસુમ સુવાસ રે, અલિના ગણ ગુજે પાસ રે ૧૦
સખી કમળ ચૂટી ચૂટી લાવે રે, તેના ભૂષણ વિવિધ બનાવે રે,
ફૂલની ચોળી ને ચણિયા રે, સાળુ સાગ ફૂલના વણિયા રે ૧૧
સહુ ફૂલી ફરે સાહેલી રે, વિના આમ વીંટાઇ વેલી રે,
તેમા રાધા અધિક સોહાવે રે, જોનારનુ મન લોભાવે રે ૧૨
મળી ખેરે ખેલ રસાળા રે, ત્યા આવી મળ્યા નદનલા રે,
સગે ઘણા ગોપના છૈયા રે, વિના એક હળધર ભૈયા રે ૧૩
ઘેરી લીધુ દડે ચોગાન રે, લાગ્યા રમવા રૂપનિધાન રે,
અવે જોઈ ભૃખુભાન બાળા રે, તવ ચકિત થયા નદલાલ રે ૧૪
જોઈ રાધા રૂપની ઘેરી રે, ઊભી ફૂલના આભ્રણ પેરી રે,
જોઈ મનની લાલસા વાધી રે રૂપે જોઈ રીઝયા રાધી રે ૧૫
એક જુગતી લાને બનાવી રે શામા સનમુખ દડી ચલાવી રે,
દડી રાધાની પાસે આવી રે, ત્યારે સ્વકરે લીધી ઊઠાવી રે ૧૬
ત્યાં આવ્યો કાનડ વેલો રે, દડી મિષે અગ જુએ પેલો રે,
હસીને બોલ્યા દડી દીજે રે, એવી હાસી કદી ના કીજે રે ૧૭
કહે કામિની દડો કેવો રે, બોલ સોને તુ કરમ એવો રે,
હાથ ઉચો કરી દડો લીધો રે, બીજી સખીએ ત્રીજીને દીધો રે ૧૮
હાથ ઉચો કર્યો તવ ચિન્યો રે, નદનાદન રમમા ભીન્યો રે,
હરિ કહે છે દડો ચોરાવ્યો રે, વસ્ત્ર દેખાડી કહે છે ન આવ્યો રે ૧૯
મારા પટ માટે જો ભગયો રે, તને કોણે મિથ્યા વાંચો રે,

---

૯ ચારે વાણી—પરા વગેરે ઓછી—ન્યૂન
૧૦ લલિત-સુદર અલિ-ભમરો ગણ-સમુદાય
૧૨ આમ્ર—આબો (વૃક્ષ)

એમ કરી કરી અગ દેખાડ્યુ રે, હરિને દર્શનમુખ ચખાડ્યું રે. ૨૦
કા'ન માગે દદો વાર વારે રે, બહુ સખી મળી ગઈ ત્યારે રે,
આપ્યો ઉત્તર સરવે સાહેલી રે, કરો કારજ મનકુ મે'લી રે. ૨૧
ખેલ તમારો હરિ ચૂને રે, વિના'કેરા ખેલમા રૂકો રે;
જો દદો આપનો લેજો રે, તો તો અમારી શિક્ષા સેવો રે ૨૨
તમે જેવા છો શ્યામ વિહારી રે, તેવી વૃષભાનકેરી કુમારી રે,
જ્યારે જોડી મુન્ન્મ મળતી રે, ત્યારે જોનારની આખ ઠળતી રે ૨૩
સુણી ન્યાનાનુ કેવુ ચેત્યો રે, મને ગમતી વાત છે એ તો રે;
ખેલ અમારો છે કીકો રે, ખાવી ગડદા પાટુ ટીકો રે. ૨૪
હરિએ એમ કરી સમજાવ્યુ રે, કરો ગોપિમ મન ભાવ્યુ રે,
સમજી સુદરી આનદ પામી રે, વિવા' ખેલ મચાવ્યો દામી રે. ૨૫
એક થઈ હરિની માડી રે, એકે નદની છાયા પાડી રે,
એક થઈ રાધાની માતા રે, એક થાય તેનો ત્યા પિતા રે ૨૬
વસ્ત્ર ભૂષણ અગે પેહેરાવે રે, મનમોહન મજ્જન કરાવે રે,
ટીકો કરી પોશ ભગાવે રે, છપ સઘન કદબની ભાવે રે ૨૭
બેઠા ત્યાહી ગોપને ગોપી રે, વરમાળ હરિને આરોપી રે,
બે સુમનશય્યામા બેઠા રે, એકમેકના મનડા પેઠા રે ૨૮
જુએ આમાસામી બન્ને ત્યાય રે, મળી માનની મગળ ગાય રે,
ચિત્ત અતરપટ જન ધાર્યે રે, તન આતુર થયા ચખ ચારૂ રે ૨૯
દર્શન વિના જુગ વીત્યો રે, જો એકાન સમરી પ્રીત્યો રે,
અતરપટ પડે લીધુ રે બોલ્યુ કારજ લગ્નનુ કીધુ રે ૩૦

---

૨૨ ચૂકો ... ડી ન ... ના-રો ... અથાત્ અમારી સાથે વિહિનાની રમતમા ભાગો શિક્ષા સેવો-શિખામણ માનો

૨૭ મજ્જન ( મજ્જન )—સ્નાન મદન—ઝાડી ૨૮ સુમનશય્યા—પુષ્પની સજ્જા

આવ્યો કમળકર હરિરાઈ રે, ગુણ શકે ન શારદા ગાઈ રે,
એવું લોચન ભરી ભરી નિરખે રે, એકમેકના મનમા હરખે રે ૩૧
જોઈ સહચરી સુખ પામી રે, બીડી બનાવી આપી નામી રે,
આનદ ઉર ન સમાય રે, કોઈ ફરી ફરી જોવા જાય રે ૩૨
સ્વામી શ્યામાએ ખાધી બીડી રે, ત્યારે ગાતી ગીત આહીરી રે,
અરે ગોવાળિયા છાશ ભોગી રે, શુ જાણે પાન આરોગી રે. ૩૩
મારી રાધાજી આજ શિખાવે રે, તારૂ પૂર્વનુ પુણ્ય આવે રે,
હરિએ સ્વયકર બીડી લીધી રે, પ્રિયા મુખમા મેલી દીધી રે ૩૪
તવ અધર અરૂણ તન કાળુ રે, રાણી રાધાએ ત્યાહી નિહાળ્યું રે,
જોઈ હશી ઉઠી વ્રજ બાળા રે, ભનો કાળો દીપે નદલાલા રે ૩૫
એક કહેતી સુણો કહ્યુ મારૂ રે, રાધા અડકે તે નવ સારૂ રે,
તુ કચન વરણી કુમારી રે, એની દેહ અતિશે કાળી રે ૩૬
છૈયા છોડી દે હાથ છેલીનો રે, મદ મટાડ ન કમળકળીનો રે,
તારા કર કઠોર વનમાળી રે, કયમ અડકે છે સુકુમારી રે ૩૭
એવા વચન વિધવિધ ભાખે રે, હરિ હિરદામા લખી રાખે રે,
જેમ જેમ ગોપી ગાળ સુણાવે રે, તેમ તેમ મોહનમનમા ભાવે રે ૩૮
એક કહે સુણો સુણો ભાઇ રે, પણ ચોરી ચારૂ બનાઈ રે,
ત્યા આ દપતી આવી વિરાજે રે, સહુ રીતિ કરવા કાજે રે ૩૯
એ વચન સહુને મન ભાવ્યા રે, વરવહુને ત્યા પધરાવ્યા રે,
છોડી પરસ્પર હાથ રે, ધૃત હોમે હુતાશન સાથ રે ૪૦
સર્વ દેવને ત્યાહી બોલાવ્યારે, ગ્રહમડળ સાક્ષી તો લાવ્યા રે,
આરોગ્યા ત્યા સાર કસાર રે, વધ્યો મોદ વિનોદ અપાર રે ૪૧
જેવા તારા ગગનમા જોઇએ રે, ચદ્ર આદિકની તેની શોઇએ રે,
જેવો ભાવ કમળકેરો ભાઈ રે, તેવી સુખતણી શોભાઈ રે ૪૨

---

૩૮ ચારૂ–સુદર

તેને ઉપમા શેની દીજે રે, જે જોઇએ તે રસમાં ભીજે રે;
મળી ગાયે ગોપ કુમારી રે, રસ સગ કુતૂહળ ભારી રે. ૪૩
ત્યાં ચાર સોહાગણ આવી રે, કૃષ્ણજીને આશિષ સુણાવી રે;
ત્યાં દાન સખીએ દીધુ રે, નિજ તન મન અરપણ કીધુ રે. ૪૪
એવો વિવા' ત્યાં બની આવ્યો રે, રાધાને સાસરવાસો ભાવ્યો રે;
એક કુજસદનની માંય રે, વર વધુ બેઠાં ત્યાય રે. ૪૫
સાત સાત વર્ષનાં સાથી રે, થયાં ભરજોબનપે માથી રે;
રતિ કેલિ રમ્યાં જણ બન્ને રે, તેની લીલા ગાઉ હુ ધન્યે રે. ૪૬
ઉલટ્યો રસસિંધુ અગાધા રે, શ્રમસ્વેદબિંદુ ભરી રાધા રે;
હરિ પૂછે વસ્ત્ર શે ભીન્યા રે, રાધા કે' રાયથી ભીન્યાં રે. ૪૭
થયુ બેઉના મનનુ ભાવ્યુ રે, એવે બોલાવા આવ્યું રે;
પૂછ્યુ સખીએ વર ભાવ્યો રે, એકે ભાવ બનો ભજાવ્યો રે. ૪૮
એક જઈ કંઠે બાઝી રે, એક રીઝી મનથી ઝાઝી રે;
પછી શ્યામસુદર શું ભાખ્યાં રે, આજ ભલા રંગમા રાખ્યાં રે. ૪૯
આ વિવા'નો દિન એવો રે, નવ ભૂલે કો મીઠો મેવો રે,
એમ કહી કહી આજ્ઞા માગી રે, સહુ ગોપકુવરી બડ ભાગી રે. ૫૦
શિર નમાવી ચાલી વ્રજબાળા રે, ચળકે મુક્તાફળની માળા રે,
ત્યાં રાધિકા મન લાજે રે, સુખ સંભારી સાજ સાજે રે. ૫૧
વૃષભાનભુવન ચાલી આવી રે, ત્યાં માતાને મન ભાવી રે;
ગઇ નિજ નિજ ઘેર સાહેલી રે, શ્રીરાધા રહી એકીલી રે. ૫૨
આવી જનુનીને ગળે બાઝી રે, શરીરે રાત ઘણી શોભા ઝાઝી રે,
ત્યારે રાણી ભુજ ભરી ભેટી રે, કહ્યું રમી કયા વનમા બેટી રે ૫૩

૪૫ કુજસદન—ઝાડનો સ્વાભાવિક માડવો.
૪૬ ભરજોબનપે માથી—ભરજુવાનીવાળા કરતા પણ વિશેષ મદવાળા

અલી માડી મને વર મળિયો રે, અતિ સુંદર છે શ્યામળિયો રે,
તેની સાથે વિવા' કર્યો સજની રે, દિનમાન લખ્યો સખી ભજની રે ૫૪
નંદનંદન તેનું નામ રે, તે વસે છે ગોકુળ ગામ રે,
સુણી માતા બોલી સારી રે, કંઈક બોલ કહ્યો વિચારી રે ૫૫
એની એ સભળાય છે કાળો રે, પીળો કંચનવર્ણ છે તારો રે,
રમતા તેશુ કાણ થવાય રે, તેની સંગે તો ન જવાય રે ૫૬
તેમ નહિ મારાથી થવાય રે, કાળો મને ગમે છે માય રે,
મારો વિવા' ત્યાહીં કરીએ રે, મન માહી નિશ્ચે ધરીએ રે ૫૭
સુણી પાડાપાડોશણ આવી રે, રાધાને ફરી બોલાવી રે,
સુણી હશી દેતી તાળી રે, અરે રે રાધા થઇ ગઇ કાળી રે ૫૮
એ તો કાળાથી વનમા ખેલી રે, એને અડકો ન કોઇ સાહેલી રે,
ત્યારે બોલી વ્રખભાનકુમારી રે, જાઉં કાળા પર હું વારી રે ૫૯
મારો વિવા' કરશે માઈ રે, સસરો ગોકળનો રાઈ રે,
સુણી ચકિત થઈ સહુ નારી રે, તારા ઉત્તરની બલિહારી રે ૬૦
વધ્યો મોદ વિનોદ અપાર રે, કવિ વરણે કો ગુ પ્રકાર રે,
જહીં શેષ શારદા હારે રે, જહીં કવિજન મોટા વિચારે રે ૬૧
જેનો પાર ન કોઇ પામે રે, દ્વારકાદાસ મસ્તક નામે રે,
વિપ્રગુરૂને કરી પ્રણામ રે, ગુણ ગાયા રાધાશ્યામ રે ૬૨

## દાણલીલા

શ્રીવૃંદાવન વિપિન સોહામણું,
બંસીબટની છાંઇ રે,
શ્રીરાધા મહી લઇ નીકળી,
કનૈયાએ રોકી ત્યાહીં રે દાણ દઈ જાઓ ૧

૧૦૮ દિનમાન-ભજની નામની સખીએ દિ ।મા ।લખ્યો- ન્ઞ લખ્યુ
૧ વિ[ ।-વ ।

અરે લાલા ગાણા ગાબો સાપે,
કોનુ દાણ લીધુ છે તેની ભાળ રે,
મને લખ્યુ દેખાડયની સુદર,
કોનુ દાણ લીવુ ગોપાળ રે  દાણ ન આપીએ  ૨
લખ્યુ દેખાડુ પાસે આવો,
કોઇ ચોપડા લઈ જાય રે,
વાચીને વળજો તમે વે'લા,
વાર અમને થાય રે  દાણ દઈ જાઓ  ૩
લખ્યુ હોય તો ઠીક જાણવુ,
વનમા શેનુ દાણ રે,
આજ સુધી નહોતુ તે જાણ્યુ,
નથી આપતા જા કા'ન રે  દાણ ન આપીએ  ૪
ગાયો ચરે છે વનમા તમારી,
તેનુ શુ નહિ દાણ રે,
સાચવીએ છીએ વન અમે તો,
તેનુ નથી શુ ભાન રે.  દાણ દઈ જાઓ  ૫
આજ સુધી ગાયો નવ ચરતી,
દાણ પ્રગટ્યુ ક્યાથી રે,
મનના બૂટ્ઠા ઉડાવો મા'વ,
માગો કાઢી મનમાથી રે  દાણ ન આપીએ.  ૬
અસુર તે દહાડે નવ ફરતા,
માટે નહોતુ દાણ રે,
સાચવિયે છીએ તેનુ લેવુ,
રખોપુ કરે છે કા'ન રે.  દાણ દઈ જાઓ.  ૭

રખોપું અમારે ન જોઇયે,
અસુર કરશે શુંયે રે;
કંસરાય સરખો રાજા માથે,
દાણ શું લેતો તુંય રે. દાણ ન આપીએ. ૮
કંસ તો મથુરાનો રાજા,
ગોકુળનો નંદ જાણ રે;
તેણે મુને દાણી ઠરાવ્યો,
નામ દાણવાળો કા'ન રે. દાણ દઈ જાઓ. ૯
દાણપટો ક્યાં છે બતલાવો,
આપુ જોઇ દાણ રે;
ચોર ધૂતારા બહુ ફરે છે,
અમો છું જાણ સુજાણ રે. દાણ ન આપીએ. ૧૦
દાણ પટો આ રહ્યો અલિ જો,
પાસે આવી ઓળખ રે;
ખરું હોય તો દાણ આપજે,
નયણાં ભરી નરખ રે. દાણ દઇ જાઓ. ૧૧
કંસની ઉપર છાપ જોઇયે,
નંદ છે તેનો સેવક રે;
જૂઠા પટાને કોણ જાણે છે,
મિથ્યા કરે શી રકઝક રે. દાણ ન આપીએ. ૧૨
કંસની નહિ ને કા'નની હોય,
વાંચી જો પાસ આવી રે;
કંસની તે તો જૂઠી જાણો,
કા'નની ખરી કા'વી રે. દાણ દઈ જાઓ. ૧૩

કા'નને અ'યા કોણ પૂછેછે,
છાગનો પીનાર ગોપ રે; ૧
આ જાઉં મારગ અમો હાલ્યાં,
ગેકાએ નહિ તો કર કોપ રે. દાણ ન આપીએ ૧૪
કોપની કથની શીદ કરો છો,
જોઇ જાર કંસની છાપ રે,
દાણ દઇને ચાલ્યા જાઓ,
જોઇયે ન બીજુ માપ રે. દાણ દઇ જાઓ ૧૫
મટુકી ઉતારી રાધા,
આવી જોવા જાણુ રે,
કા'ને કમની છાપ દેખાડી,
ચૌભુવન પ્રકટ્યો ભાણુ રે દાણ ન આપીએ ૧૬
રાધા કૃષ્ણ સ્વરૂપની લીલા,
ગાય શુ દારકો દાસ રે,
વિપ્રગુરૂની કૃપાથકી થયો,
વૃદ્ધપણે અભ્યાસ રે. દાણ દઇ જાઓ ૧૭

---

## ગોવર્દ્ધનપૂજા.

ઓાજે બેશી શ્રીકૃષ્ણ, વિનતિ કરૂ તાત તમારી,
અહો તાત કાન દઇ સુણજો, એક આ વાત છે મારી. ૧
ભુવનમા હુ આજ ગયો, તાત સવેરી;
આજ મને પેટ માહી લાગીતી, ભૂખ તો ઘણેરી ૨
મે હશી માગ્યુ મા પાસે, તુ ભોજન આપ મને,

હાથ લાકડી લઇને કહ્યુ, ખાવા ન આપુ તને ૩
ક્ષુધિત જાણી ખાવાને, આપ્યુ ત્યાંહી,
દૂધ ગાયનુ તાજુ દોહી, સાકર નાખી માંહી ૪
ખાઇને કૃષ્ણ તૃપ્ત થયા, પછે પૂછે વાત,
ઓચ્છવ કરવા તાત વિચારો, તેહ કરો વિખ્યાત ૫
નિશ્ચે કરીને કહો કોણ છે, દેવ તમારો,
જે એટલુ બધુ ખાય તે, કાજ શુ કરે અમારો ૬
તે દેવનુ શુ નામ છે, કયા દેવનો નાથ,
એકનો તે આવી આરોગે, કે સહુ સંઘાથ ૭
સુણ્ય કા'ન તે દેવની, કહુ છુ કાણી,
અગમનિગમ પુરાણ જાણે, ઋષીશ્વર મુનિ જ્ઞાની ૮
સર્વ સુખનિધિ સર્વનો પોષક, સર્વતણો જે ઇશ,
સેવા કરે સહુ દેવ જેની વારી જાયે કોટિ તેત્રીશ ૯
જેના અનુચર મેઘ વરસે, જળથી ધરણી પોષે,
અન્નાદિક ફળ તેહજ આપે પ્રજા સહુ સંતોષે ૧૦
બહુ દૂધ ઉપજે ગાયને ભરે સરોવર તોય,
દેવદીવાળીએ પૂજિયે, મહામહોત્સવ હોય ૧૧
એક વાત હુ કહુ બાપા જો સાચી માનો,
એવા સેવક અનેક છે, શુ એને વખાણો ૧૨
સો અશ્વમેધથી મળ્યો, ઇદ્રાસનનો ભોગ,
વજને નગ પામે નહિ હોય કોટિ જપ તપ જોગ ૧૩
જો માનો નહિ તો આયે આનો નજને અમો બોલાવુ,
મન ભાવે ત્યારે શબ્દ કરે વળી આયે હુ ખાવુ ૧૪

---

૪ ક્ષુધિત—ભૂખ્યો.

વ્રજમાં ગોવર્દ્ધનપિતા, તેની કીર્ત્તિ નવ કરાય;
અખિલલોકના નાથ સહુ, ગોવર્દ્ધનના ગુણ ગાય. ૧૫
બ્રહ્મા શિવ મુનિ રટે, કાશીએ કરવત લેતા;
કોટિ તપ કદી આચરે, વ્રજમાં તે નવ રે'તા. ૧૬
એ તો વેદોપનિષદ રૂપ છે, ગિરિ ગોવર્દ્ધન રાય;
એક મતે થઇ માનવું, એણ ગોવર્દ્ધન પૂજાય. ૧૭
નંદરાય મન મગ્ન થયા, સહુ ગોપ ત્યાં બોલાવ્યા;
કા'ને કહ્યું તે કહી દેખાડ્યું, સહુને મન વચ ભાવ્યાં. ૧૮
શકટ પૂતના આદિક માર્યાં, વિઘ્ન ઘણાં નસાડયાં;
ગોવર્ધનની પૂજા કરવી, દુખ કૃષ્ણે ભગાડયાં. ૧૯
હરખ્યા નંદ ઉપનંદ સકળ, વ્રજમાં ફેરવી દુવાઈ;
સુરપતિ પૂજવો નહિ કોઇએ, ગોવર્દ્ધન કા'ન પૂજાઈ. ૨૦
લોક ઘણી વાતો કરે, બાળનું માને શુ જોઈ;
વ્રજવાસી હિત કારણે, નામ ગિરિધર હોઈ. ૨૧
ભક્તજન હરખ્યા ઘણા, વે'ચી વેગે વધાઈ;
શુ કરશે ઇંદ્ર અમને, કૃષ્ણરાય છે સા'ઈ. ૨૨
ગોપી ગોપસુત ગાયો લીધી, બાળક લીધાં સાર;
ગોપ ચાલ્યા ઉત્સાહથી, ગિરિ પૂજવા નિરધાર. ૨૩
અંગ પ્રફુલ્લિત સર્વનાં, આવ્યા વિધવિધ સાજે;
કા'નકેરૂં કહ્યુ કરતા, જંત્ર તાલ બજાવે રે. ૨૪
વ્રજનારીના જૂથમાં, ચાલી જશોદા માય;
ગોરીઓ ગીત ગાય છે, આનંદ ઉર ન સમાય. ૨૫
ચાલ્યા નંદ ઉપનંદ આદિક, વ્રજના સહુ લોક;
પરસ્પર ખ્યાલ કરતા ચાલ્યા, રામકૃષ્ણ કરતા આલોક. ૨૬

વૃદ્ધ તરૂણ બાળક સહુ, ઘરમાં રહ્યું નહિ કોય;
આપણો કુળપતિ પૂજવો, હોનારૂં તે હોય. ૨૭

દૂરથી જોઈ દરશન કર્યું, શૈલ જોઈ ખુશી થાય;
પાસે જઈ પરણામ કરેછે, તેનાં અઘ દૂર પળાય. ૨૮

દીપદાન આપી કરે, જય જયકેશ સોર;
ગાનતાનથી ગાજતા, જુએ નંદકિશોર. ૨૯

આજ ચાલો સહુ કૃષ્ણ કે', પરિક્રમા દઈએ;
ગિરિરાજ સનમુખ હાથ જોડી, પાસે સરવે જઈએ. ૩૦

ચાલ્યા હર્ષથી ગોપ સહુ, હરિ કહે તિમ કરતા;
ગોવર્દ્ધનની પૂઠે ફરતાં, ગોપ નહિ ઓસરતા. ૩૧

મધ્ય ગોવર્દ્ધન લોક પૂઠે, ગિરિરાજ વિરાજે;
દીપમાળા ચોદિશ થઇ, અદ્ભુત છબી છાજે. ૩૨

સકળ નિશા આનંદમાં, ગઈ કોઇએ ના જાણી;
ગોપ ગોપીએ તે નિશા, મહાઆનંદે માણી. ૩૩

ગીત ગાતાં વ્રજની નારી, અતિ મન ફૂલાતી;
અગણિત વાજે વાંસળી, હીંચકે કોઇ ઝૂલાતી. ૩૪

ચંદને પૂજ્યો ગિરિને, પાણીએથી નવરાવ્યો;
અર્ગજા કુંકુમે ચરચીને, પીળો પટ પહેરાવ્યો. ૩૫

ધૂપ દીપ બહુ વિધિ કર્યા, ભરપૂર ભરાવ્યા ભોગ;
સુપ્ય થયું આનંદ વધ્યો, સુરપતિનો જૂઠો જોગ. ૩૬

પૂજા કરી પેરચાદ આપે, વા'લાને મન ભાવ્યો;

કાન ગયા લઈ વાછડા, ચર્યા મન ગમતું ધોરી;
બાંધ્યા તે તો નવ રહે, રેશમની જો દોરી. ૩૯
ક્ષુધા મટી ઘણા કાળની, ગાય ચરતી અપાર;
મેલ કર્યો વૃષગાયનો, આનંદ અપરમપાર. ૪૦
ગાય ખેલાવે કા'નજી, કાળી કાબરી ભાખી;
દોડી આવે દડબડ તહીં, માયા નંદને દાખી. ૪૧
સુખસમૂહ આનંદ વર્ત્યો, ગયો વ્રજમાં છવાઈ;
પછે અન્નકૂટ હરિએ રચ્યો, કરી ખાનપાન નવાઈ. ૪૨
બહુ વિધિ વ્યંજન વાપર્યું, મધુર ખારો ખાટો સ્વાદ;
વૈમણ નાના વિધનાં, અરપ્યાં આણી વિવાદ. ૪૩
તે મધ્યે પૂર્યો પ્રેમથી, પરમ ઓદન કોટ;
મધ્યે ચક્ર વિચિત્ર રચ્યુ, ગિરિ ઓદન ઓટ. ૪૪
બહુ વિધિ પકવાન છે, તેનાં કરૂં શું વખાણ;
વિવિધ પદારથ જે ધર્યા, થાય ભક્તને જાણ. ૪૫
બાસુદી શ્રીખંડ પાયસાન્ન છે, ઘૃતની પુરી અપાર;
નાનાભાતિ મેવા ધર્યા, ગણતાં આવે ન પાર. ૪૬
ચાર પ્રકારનાં અન્ન તે, રચિયાં ગિરિધારી;
અથાણાં વિધવિધનાં, મૂક્યાં ચોધારી. ૪૭
પાપડ અતિ ભલા ધર્યા, ઘૃત તળવા મગાવ્યાં;
વડી નાખી કઢી કરી, સહુને મન ભાવ્યાં. ૪૮
એ વિધે સામગ્રી રચી, કરી સર્વ તૈયારી;

---

૪૨ અન્નકૂટ—અન્નનો ઢગલો. ૪૩ વ્યંજન—શાક વગેરે. આણી વિવાદ—એક બીજાથી સરસાઇ કરીને. ૪૪ ઓદન—ભાત

૪૬ પાયસાન—દૂધપાક. ૪૭ ચાર પ્રકારનાં—લેહ્ય (ચાટવાનાં), ચોષ્ય (ચૂસવાનાં), પેય (પીવાનાં), ખાદ્ય (ખાવાનાં).

હેવિ ઈંદ્ર ઊડ્યો અકળાઈ, આજ કેમ ભોગ ન આવ્યો,
કરતો મનમા વિચાર, સુરપતિ જે કા'વ્યો ૬૨
વ્રજતણી શોધ કારણે, એક દૂત મોકલિયો,
મહામહોત્સવ દેખિયો, સુણી ક્રોધમા કળિયો ૬૩
કોપી ઈંદ્રે ત્યાય, બાર મેઘ પઠાવ્યા,
ચદ્ર સૂર્ય ઢાકયા ત્યાય, શીતઉપણ હઠાવ્યા ૬૪
મૂશળધારે વરશિયો, કાપ્યા વ્રજના લોક,
નદકુવરને જઈ કહે, હવિ ટાળિયે શોક ૬૫
વ્યાકુળ જોઈ વ્રજવાસીને, ગોવર્દ્ધન ધાર્યો,
વામપાણિ અ ગુલિ એક, તોળ્યો નખાગ્રે સારો ૬૬
છત્ર કર્યું પર્વતતણુ, વ્રજલોક બચાવ્યો,
ઇંદ્રે ક્રોધ ઘણો કર્યો, મેઘરાજ મચાવ્યો ૬૭
સાત દિવસ સામટો, વરશ્યો વરસાદ,
ગોપને દુ ખ કશુ નથી, ચરાવે ગાયને કરે નાચ ૬૮
બુદ કોઇને અડકે નહિ, શ્રીકૃષ્ણ પ્રતાપ,
આદ્યપુરૂષને ઓળખ્યા, ઈંદ્રને થયો પરિતાપ ૬૯
સુરપતિ આવ્યો ત્યાહી તો, સ્તુતિ કરતો સાર,
દેવતા દેવ જાણતા નહિ, હરિ પામ્યો ન પાર ૭૦
હજીસુધી મે જાણ્યુ નહિ, વ્રજ વૃદાવનરૂપ,
તમ કૃપાદ્દષ્ટિથી જોઇજે, હે અખિલ ભુવનના ભૂપ ૭૧
રૂપ તમારૂ ના કળે, મુનિકવિ બ્રહ્માય,
હુ કિકર શુ જાણુ હરિ, શ્રીકૃષ્ણ ત્રિભોવન રાય ૭૨
તમારી કૃપાએ ઈંદ્ર છુ, અવતર્યા અમ કાજ,
મહારાજ રાજાધિરાજ છો, ક્ષમા કીજે આજ ૭૩
ગુણ શેષજી નવ ગાઇ શકે, મુજથી શુ ગવાય,

નિગમ નેતિ નેતિ કહે, શ્રીકૃષ્ણ ત્રિલોકનાથ ૭૪
ઇંદ્રને આપી આગન્યા, કરી ક્ષમા અપરાધ,
ગોવર્દ્ધન હતો ત્યાં ધર્યો, શ્રીકૃષ્ણ સાંકેરા સાથ ૭૫
પછે લોક સહુ બોલતા, ધન્ય ધન્ય ગોકુળનાથ,
વૃષ્ટિથી અમો ઉગારિયા, ગોપનો બચ્યો સાથ ૭૬
એવે પુષ્પવૃષ્ટિ દેવે કરી, આનંદ્યા સહુ લોક,
વિશ્વભરરૂપ કૃષ્ણ છે, માયાથી કર્યું સહુ ફોક ૭૭
માતા આવ્યાં ત્યાં કને, ભાઇ જોઉં તારો હાથ,
સાત વર્ષ થયાં નથી, ગોવર્દ્ધન ઉંચકી ઉગાર્યો સાથ ૭૮
એમ કહી નજરો કરી, કરે ઝમકો માત,
બાંધા આખડી રાખતી, ફેરવે માથે હાથ ૭૯
લોક કહે ભાઈ કેવું છે, શ્રીકૃષ્ણચંદ્રનું કામ,
ઉગાર્યા માટે કરો, જેમ કહે તેમ સુંદરશ્યામ ૮૦
વિપ્રગુરૂની કૃપાથકી, ગાયા ગુણ ગોવિંદ,
તનમનમાં અતિશે થયો, વૃદ્ધપણે પ્રેમાનંદ ૮૧
ગોવર્દ્ધન લીલા નાથની, ગાઇ દ્વારકાદાસ,
વૃદ્ધપણે કવિ થયો, પૂરી વિપ્રગુરૂએ આશ ૮૨
સોળસેં એંસીમાં ઉદ્દભવ્યો, વીરક્ષેત્રની માંય,
અપાર લીલા દેવની, ગાવી મતિ પોંચે જ્યાંય ૮૩
ગોવર્દ્ધનધારી આપજો, દ્વારકાને મુક્તિધામ,
વિપ્રગુરૂ કૃપાથકી, મને મળિયા સુંદરશ્યામ ૮૪

---

૭૫ આગન્યા આજ્ઞા ૭૮ નજરો કરી-નજર બાંધી ૮૧ પ્રેમાનંદ-પ્રેમ સહિત આન૦ ( પોતાના ગુરૂનું નામ શ્લેષાર્થથી સુચિત કર્યું છે માટે સુદ્ધાલંકાર ).

## પદ ૧ લુ.

જયે જયે શ્રીજદુવરનાથ, સકળ પદારથ તારે હાથ,
રાસનો ભાવ પ્રગટ કર્યો, નામવિશ્વાસે જગત ઉદ્ધર્યો ટેક ૧
સર્વ શાસ્ત્ર નિરૂપે વેદ, પ્રેમીભક્ત કો જાણે ભેદ,
કરૂણા કરી વિશાળ ભુજદંડ, તારા આગળ સર્વ વિખંડ જય૦ ૨
સુંદરશ્યામ કમળદળ લોચન, કૃપાકટાક્ષ ભક્તભયમોચન,
પરમબ્રહ્મ પુરૂષ બ્રહ્મના અંશા, ભક્તજન મન કરે પ્રશંસા જય૦ ૩
તારા નામ ગુણ રૂપ અનંત, નિર્મળ જશ ગાયે સહુ સંત,
કામના પુરણ પૂરણકામ, રાત દહાડો જપુ તારૂં નામ. જય૦ ૪
તારી બરાબરી નહિ કોઈ, દાસ દ્વારકો ભજે સોઈ જોઈ,
વિપ્રગુરૂકેરે પરતાપ, છૂટ્યો જન્મ મરણ સંતાપ જય૦ ૫

## પદ ૨ જુ

શ્રીકૃષ્ણચરણ શરણ જાય સર્વ સુખ તુ લહે રે;
ઉતરી ગયો ભવની પાર, જનમ ધરૂં નહિ કહે રે ટેક ૧
રસીનો રંગીનો એ દેવ, કરો નિત્ય સેવા રે,
મળે વિધવિધકેરા ભોગ, વળી મીઠા મેવા રે શ્રી૦ ૨
રાધારાણીની સંગ ગાવ, ભવજળ તો તરો રે,
નહિતો ડૂબો સંસારની માય, પા'ણ ખજાને ભરો રે શ્રી૦ ૩
એના ગુણગણની બલિહાર પાર કોઇ પામે નહિ રે,
શેષ હારે રસના હજાર, બીજો કશું કહે સહી રે શ્રી૦ ૪

---

૨ વિખંડ–ખંડીત થયેલા ૩ પ્રશંસા–વખાણ

૪ કામના પૂરણ–ભક્તોની ઇચ્છાને પૂરનાર પૂરણકામ–જેની સધળી ઇચ્છાઓ પૂર્ણ થયેલી છે એવો

૩ પાણ ધનરૂપી પથરા.

દાસ દ્વારકો ગુણ ગાય, કાઈ કાઈ લઈ રે,
વિપ્રગુરૂકેરી સા'ય, તર્યો નવ કઈ દઈ રે    શ્રી૦ ૫

### પદ ૩ જુ

ઊઠો ગોપાળલાલ, દૂહો ઘોળી ગાયો,
તાજુ તાજુ દૂધ પીઓ, બીજલીકે ભાયો    ટેક ૧
ભોર થયુ છે પખીડા ભાઇ બોને,
ઘર ઘર ગોપ ગોપી બાર ખોને    ઊઠો૦ ૨
જુઓ ગોપી મહીમથનિયા ધૂવે,
આપ આપણુ એ તો દહી વ ધૂવે    ઊઠો૦ ૩
તારા સાથી જો બોલાવવા આવ્યા,
કૃષ્ણનામના મ ગળ સ્વર ભાવ્યા    ઊઠો૦ ૪
ભાઈ વસ્ત્ર આભૂષણ સારા પે'રાવુ,
ભાઇ ચદન તિલક લનાટ લગાઉ    ઊઠો૦ ૫
જાગો જીવણ તમે દ્વારકાના સ્વામી,
વિપ્રગુરૂતણો થયો અનુગામી    ઊઠો૦ ૬

### પદ ૪ થુ

જાગીએ ગોપાળલાલ જસોદા બનજાઇ,
તાત ઊઠો પ્રભાત થયો છે, ગોપ પુકારે કહી કન્હાઇ    ટેક ૧
ઊઠો આનદકદ, ચદ જુવો ચાપી ગય,
કુમોદની જીવ ગયો, કમળ ફૂલાઇ    જાગીએ૦ ૨

---

૧ વીજળીક ભાયો—વીજળીના ભાઇ (કસે વસુદેવની જે કન્યા મારવા માડી ત્યારે આકાશમા જતી રહી તેના ભાઇ)

૨ ભોર-સવાર ૩ મહી મથનિયા—વલોણાનો વાસ ગોળી વગેરે વલોવવાના સાધનો ૬ અનુગામી-સેવક

૧ બનજાઇ—વારી જાય ૨ ચાપી ગયો—અસ્ત થયો કુમોદિની (કુમુદિની)—પોયણી જીવ ગયો—મીડાઇ ગઇ

તારા વિના મૂંઝે શેનુ, ગોપ અને રહ્યાં ધેનુ;
શરણ થયું છે અમો, જાગો કૃષ્ણરાઇ. જાગીએ૦ ૩
પટ પરૂં કરી, મુખડું જોયું છે જરી;
આપે કટોરો ભરી, ઊઠું જો મીઠાઇ. જાગીએ૦ ૪
કટોરો ભરીને બેઠા, હાથથી મૂકે ન હેઠા;
તાપ દ્વારકાના નેઠ્યા, વિપ્રગુરૂ પાર પાઇ. જાગીએ૦ ૫

## પદ ૫ મું.

જય જય શ્રીકૃષ્ણચન્દ્ર, રમુ તારી સાથે;
નિજ જન પર કરોછો કૃપા, હાથ ધરતા માથે. ટેક. ૧
દોષ સર્વે દૂર કરોછો, સ્વજન ધરતા હાથે;
જે શરણ ધારે તારૂં જદુપતિ, ગુણ ગાતા ગાથે. જય૦ ૨
શામાટે દેહ દમે બીજામા, આવે કૂડે કાથે,
વિધમાન જો નંદનો નંદન, શે જાયે કુપાથે જય૦ ૩
રસિકજન તો સદા શરણ રે', મૂરખ ભજે ભાથે;
દ્વારકાદાસ ગોકુળપતિ ચીન્યો, તે ભરે અગણું બાથે. જય૦ ૪

## પદ ૬ ઠું.

જય જય શ્રીયશોદાના નંદ, કોટિકળા શ્રીવૃંદાવનચંદ,
નિગમ વિચારતા ન લહે પાર, તે શ્રીકૃષ્ણ નરસઇને દ્વાર. ૧
શેષ સહસ્ર મુખ કરતા ઉચ્ચાર, તે વ્રજજન જીવનપ્રાણાધાર;
લીલાએ ગિરિધર્યો હાથ, ક્ષિતિપતિ તમે ગોકુળનાથ ૨

---

૫ નેઠ્યા—નાશ પામ્યા
૩ કાથે—કાયાકષ્ટમા કુપાથે નઠારે રસ્તે
૪ ભાથે—પુણ્યરૂપી સ્વર્ગનું ભાથુ લેવાની તૈયારી કરવામા
૨ ક્ષિતિપતિ—પૃથ્વીપતિ—રાજા

અપાર લીલા કીધી સ્વામ, આપ્યાં ભક્તને પૂરણધામ;
દુષ્ટ જનના ફેડ્યા તાપ, ભક્તજનના કાપ્યા સંતાપ. ૩
પાંડવને ઉગાર્યા નાથ, કૌરવકેરો ફેડ્યો સાથ;
સ્વયકુળનો હરિ કીધો ઘાત, જોરાવરની કહું શી વાત. ૪
દ્વારકાદાસ માગેછે ભક્તિ, આપો હરિ તરવાની શક્તિ;
વિપ્રગુરૂ મેળવિયો જેમ, મુક્તિ પદારથ આપો તેમ. ૫

## પદ ૭ મું.

જાગો મારા લાલ, જગત અજવાળે;
કોટિક મન્મથ ઓવારૂં આનંદે, કમળ નયન ચક્ષુએ ભાળે. ૧
સંગ લઈ વત્સ ગોપ, યમુનાતીર વન જાઉં સવારે;
ભોર ભયો ભગવત જાગિયે, દંતધાવન કવ પરવારે. ૨
સખા આવીને સામટા બેઠા, જો જો જાગી બા'રે;
ગાયો વન જાવાને હીસે, ઉંઘ ન ઘટે અત્યા તારે. ૩
વારવાર શું વિઠ્ઠલ સૂવે, ઘડી ઘડી કોણ જગાડે;
ઊઠું ઊઠું કરી ઉઘતો કા'ના, જાણી જોઇ વાર લગાડે. ૪
ઉંઘતાને ઉઠાડું કદી હું, જાગતાને કોણ હલાવે;
દાસ દ્વારકો વિનતિ કરેછે, વા'લો આંખ પટપટાવે. ૫

---

## કૃષ્ણજન્મોત્સવ.

## પદ ૧ લું.

વ્રજમાં થયો આનંદ, જ્યારે વાત સુણી;
આનંદ્યા લોક અપાર, ગોકુળના ગુણી. ૧
ધન્યનાં પૂર્વનાં પુણ્ય, ગાતાં દેવ મુનિ;

---

૪ સ્વયકુળનો—જાદવોના કુળનો.

ગ્રહ લગ્ન નક્ષત્ર શોધી, પાડવે કરી વેદધ્વનિ. ૨
સુણી આઇ સહુ વ્રજનાર, શોભિતો શણગાર કર્યો;
તન પહેર્યાં નોતમ ચીર, કાજળ આંખ ધર્યાં. ૩
કેશી કચુકી તિલક લલાટ, શોભિત હાર હઇયે;
કર કચનકેરા થાળ, યશોદાભુવન જઇએ. ૪
સહુ સાહેલી સરખા સરખી, નીકળી ભાતે ભલી;
ઝળકી વાદળ વીજ, એવી આવી મળી. ૫
માત રવિ દેખીને જાણે, ફૂલી હોય કમળકળી,
સહુ ગાયે મગળ ગીત, મળી દશ પાંચ અલિ. ૬
ઊડે ચંચળ સાળુ અપાર, શોભા ન્યારી બની;
મુખતાંબૂળે અધર લાલ, (અગ) શોભા ન જાય ભણી. ૭
માથામાં ઘાલ્યાં ફૂલ, કુસુમનો મેઘ પડે,
એવી શોભા થઇ ભરપૂર, વિદ્યુત્ ઊતરે ચડે. ૮
પેલી પો'લી પો'ચી જાણ, અતિ આનદ ભરી,
તેને ઘરમાં તેડે દાસ, આદરમાન કરી. ૯
જોઈ વદન શોભાળ, દે છે આશિષ ત્યાં,
ચિર જીવ યશોદાનંદ, ગોકુળ વસિયે જ્યાં. ૧૦
ધન્ય ધન્ય કે'તી જે નાર, માન પાને મન ભલી;
કે'તી જાયો જિણે આ પૂત, તેહ સારે ફૂજે ફળી. ૧૧
સ્થિર થયા બેશી બહુ વાર, ગુણ ગર્ભના ગાયે,
અપાર લીલા જાણ, રીઝે મન માયે ૧૨
ગાયે ગોવાલણી ગીત, બાળક બોલતાં;
ઘાલી ગુજા મારા નાથ, અગો અગ ડોલતાં. ૧૩

---

૩ ધર્યાં—(હિંદીના જેવો પ્રયોગ છે) ૮ મેઘપડે—વરસે વિદ્યુત્-વીજળી

ગિર દધિ માખણના માટ, ગાયે ગીત ભલા,
ઝ ઝર ડફ ને મૃદ ગ વાય, ન દ ઘેર સર્વ મળ્યા ૧૪
નાચે કરે કોલાહલ ત્યાંય, છાટે દધિ કોઈ,
(જાણે) વરસો ભાદ્રપદ ભરપૂર, ઘૃત દુગ્ધ સરી જોઈ ૧૫
જેનુ જહીં તહીં ચિત્ત જાય, અટકે મન તહીં,
એમ આન દ મગ્ન ગોપાળ શોક ત્યા કોને નહિ ૧૬
કોઇ ધાઇ ન દની પાસે જાય, દર્શન દઇ સુખિયા બને,
ગણે આનદનો તે દિન, અવિચળ કોણ ગણે ૧૭
કોઇ અ બર ઉચા કરી, મન નિ શક કરે,
કોઈ દધિરોચન કે દૂધ, અન્યોન્ય ગિર ધરે ૧૮
કર્યું નદજીએ સ્નાન, કુશ હાથે ધર્યા,
દધિ ચદન ચારૂ મગાવી, વિપ્રને તિલક કર્યા ૧૯
નાદીમુખ પિતૃ પૂજાય, અતરશૌચ હરે,
ગુરૂજને આપ્યુ વરદાન, તેમને પાય પડે ૨૦
ર ગ રમવા ગોપી જાય, વિચિત્ર તેહ બની,
જાય જમનાજીને ઘાટ, ઘણી બની ઠણી ૨૧
શણગારી છે ગાય, સોને શિંગ મઢી,
મૂકો વાછરડી ધાવવા કાજ, વારવાકો ન અડી ૨૨
માથે મૃગમદ મલય કપૂર, ભાલમા કોણે ધર્યા,
બાળને વનમાળ આપે કોય, વસ્ત્ર જ્યિ ર ગે હરચા ૨૩

---

૧૫ સરિ—સરિતા—નદી

૧૮ દધિરોચન—દહીં અને ગોરૂ ચદન અથવા રોચન—શોભા ૧૯ કુશ દર્ભ ૨૦ નાદીમુખ ચોથી પેઢીનો પૂર્વજ નાદીમુખ કહેવાય છે શુભમમા તેનુ શ્રાદ્ધ થાય છે તેને નાદીશ્રાદ્ધ કહેછે અ તરશૌચ અત કરણનુ સૂતક ૨૩ મૃગમદ—કસ્તુરી કોણે—કોઇએ હરચા—ભીના

એમ આવે અનેક ત્યાં ભેટ, ઉપમા શી કહીએ,
જાણે વરમે માસ આષાઢ, દાદુર મોર તહીં લહીએ ૨૪
સાગ માગધ બંદી સૂત, આવી ભવન ભરે,
તે ભોને મહી ટ્યો સર્વે, કોઇ ના વીસરે ૨૫
જેણે માગ્યું તે આપ્યું, નંદરાય ન ઓસરે,
અતિ દાન માન પરિધાન, ઇચ્છા સફળ કરે ૨૬
વળી અંબર બીજા લાવી, છાટી સુગંધ ઘણી,
તે વધૂને આપ્યા બોલાવી, ગણતી નવ જાય ગણી ૨૭
જોઇ મન મગન દાત દીસે હસતા,
અતિ આનંદે ઉર માય, જઇ ગૃહે વસતા ૨૮
ઘેર ઘેર ભેરી મૃદંગ, પટહ નિશાન વાજે,
ગાય બંદીજન ગુણ, દ્વિજ મન્ત્રકેરા સાજ સાજે ૨૯
તે દિવસથી નંદલોક, સુખ સંપત્તિ સજતા,
સુરિનર મુનિવર આનંદ થકી હરિ ભજતા ૩૦

પદ ૨ જું.

એવું વન ચ્યું છે કે અમો જાવું,
સર્વે ગાય ગોપીકેરા ચિત્ર લખી આવું ટેક ૧
વ્રજની શોભા વરણી, યોગી કે'તા તહીં,
ચારે દિશે આનંદ રે યો, કોનાહલ જાય ન કહી એવું૦ ૨
કોઇ તો મુકી ઘરના માંજ, વેગે ઊઠી ધાયા,
આપ આપણું મન મગન, મફુલ્લિત કરી કાયા એવું૦ ૩
કોઈ દધિ દૂર્વા લઈ પાસ, જઈ પાગે લાગે,
નોઇ વસ્ત્રાભૂષણ આપી ત્યાય ઘણા મન અનુરાગે એવું૦ ૪

---

૨૬ પરિધાન વસ્ત્ર
૪ દૂર્વા—દરો દધિ-દહીં

બાળ વૃદ્ધ નર નારી જાણુ, એક એકથી અધિક ચા'યે;
દ્વારકોદાસ મુદિત, હરિના ગુણ ગાયે. એવુ૦ ૫

## પદ ૩ જું.

નેન ભરી ભરી જુઓ નંદકુમાર;
જશોમતી કુખે ચંદ્રમા પ્રકટ્યો, વ્રજકરવા ઉદ્ધાર. ટેક. ૧
વનમાં ન જાવું કોઇએ, ગોપી ગોપ કર્યો વિચાર;
રંગ બેરંગ કર્યા વાગા, ધર્યા વિવિધ શણગાર. નેન૦ ૨
હળદર દૂર્વા અક્ષત કુંકુમ, દધિમંડિત કર્યું દ્વાર;
પૂર્યો ચોક વિવિધ્ર મુક્તાફળ, કરે મંગળ ઉચ્ચાર. નેન૦ ૩
ચાર વેદ ધૂનિ કરે મહામુનિ, કરતા શુભ વિચાર;
થયો પુણ્યનો પુંજ શ્યામળો, સકળ સિદ્ધિ દાતાર. નેન૦ ૪
ગોકુળવધૂ નિરખી આનંદિત, નંદકુમાર ઉર હાર;
દાસ દ્વારકો આશિષ દેતો, ચિરંજીવ પ્રાણાધાર. નેન૦ ૫

## પદ ૪ થું.

જનમ સફળ માને જશોદા માય;
નંદરાય મન આનંદ અતિ છે, લોક સમૂહ વીંટાય. ટેક. ૧
ખોળે લઇ જુએ ચિબુક મનોહર, તોતળા ભાખે શબ્દ;
અતિ આનંદ પ્રેમ પુલકિત, તે માંહે મન લબ્ધ. જનમ૦ ૨
વિધુવદન નિરખી ફરી ફરી, ગોપજન વારી જાય;
દ્વારકાદાસ પરમાનંદ ક્ષણ ક્ષણ, વિપ્ર ગુરૂ પસાય. જનમ૦ ૩

## પદ ૫ મું.

એ સુખ દેખે જશોદા માઇ;
વરસગાંઠડી ગિરિધરલાલની,

---

૩ મંડિત—અલંકૃત.

૨ ચિબુક-હડપચી. પુલકિત—રોમાંચિત. લબ્ધ (લુબ્ધ)—લોભાઈ ગયેલું. ૩ વિધુવદન—ચંદ્ર સમાન મુખ.

અતિ આનંદે આઈ ટેક૦ ૧
આનંદઘન વરસે ચોદિશે,
જીનો કનૈયા ભાઈ,
એવી વાત કરે વ્રજસુંદરી,
આપ આપણે મન ફૂલાઈ એ સુખ૦ ૨
હશી હશી લેતી કા'નકુવરને,
ખરી જણાવી સગાઈ,
તમારો પુત્ર જોઇ આનંદ પામુ,
હસ જાતા હુલાઇ એ સુખ૦ ૩
નંદકુવરને જોઈ વ્રજમા,
આનંદ વેલ પથરાઈ,
શ્રીગોવર્દ્ધનધર વ્રજચંદા,
દાસ દ્વારકો ગુણ ગાઇ એ સુખ૦ ૪

## પદ ૬ ઠું.

શોભા જોજો નંદ ઘરે,
પ્રકટ્યો પૂત સકળ ગુણ દાતા,
આનંદ ઉત્સવ કરે ટેક૦ ૧
નવ સત સાજે વાજતે ગાજતે,
આનંદ કરતી ઘરે,
છાટે હળદર અને કુકુમ
આનંદે સહુ વિસરે શોભા૦ ૨
ગોરસનો કીચડ આંગણમા
ચાતુર નર ત્યા સરે,

---

૩ હસ ઇ૦–મારી હસ (હાસ્ય) કુલાઇ જાય છે–ગાજી થાય છે

અક ધરે નદલાલ સહુ,
બાળ તરૂણી કો ના ડરે શોભા૦ ૩
દાન આપ્યુ ભિક્ષુકને અતિશે,
કષ્ટ તેવા નદ હરે,
દાસ દ્વારકો કે' શુ શુ લખિયે
સુર પુષ્પની વૃષ્ટિ કરે શોભા૦ ૪

## પદ ૭ મુ.

ઝાઝર લગર પે'રી ઘણી ત્યા જાય,
કચન મોતીના હાર પેહેર્યા,
તે નદકુવરને સાથ ઝાઝર૦ ૧
ભીડ થયે ત્યા વનિતાકેરા,
અગ ઘામે ભરાય,
સત્ય સયમ વ્રત તીરથ કીધા,
(તેણે) નિરખે નદકુવરની કાય ઝાઝર૦ ૨
વિદાય કરે તે મન ન રૂચે,
ધક્કા બેઠી બેઠી ખાય,
દ્વારકાદાસ પ્રભુ ગોકુળ પ્રકટ્યો,
ત્રિભુવનનો જે રાય ઝાઝર૦ ૩

## પદ ૮ મુ

જશોદા માત આનદ મન પામી,
મણિમય પે'રી હાર,
બેઠી સુતના સામી ટેક ૧
ગોપપુત્ર અનેક છે,

૩ અક–ખોળો

પણ મમ પુત્ર છે જગસ્વામી,
માત તાતને સંતાપ મટ્યો એમ,
કંવરમાં કશી નહિ ખામી જશોદા૦ ૨
ઘણા દિવસની આશા લાગી,
માતા પ્રેમને પામી,
માગણ માગવા આવ્યા ત્યાંહી,
મણિમય હાર આપિયો નામી જશોદા૦ ૩
આપે તે તો અમણું થાયે,
બેઠા ગરૂડગામી,
દાસ દ્વારકો ગુણગણ ગાયે,
વિપ્રગુરૂને પામી જશોદા૦ ૪

## પદ ૯ મું

આજ નંદરાયને ઘેર વધાઈ,
માત સમે મોહન મુખ નિરખે, સૂર્ય જતો છપાઇ ટેક ૧
વ્રજની નારી મંગળ ગાયછે, નંદભુવનમાં આવી,
આશીષ દેતી યશોમતિબાળક, ગખો કોટિ વર્ષ દેવ નભાવી આજ૦ ૨
નિત્ય આનંદ વધે છે વૃંદાવન, ઉપમા જાય ન કા'વી,
દ્વારકોદાસ કે' ધન્ય ધન્ય યશોદા, વિપ્રગુરૂએ સાન બતાવી આજ૦ ૩

## પદ ૧૦ મું

એમ આનંદમાં નંદરાયે,
તેવા આનંદવાળા છે, યશોમતિ માયે ટેક ૧
ગોપ ગોપીને છે આનંદ તેવો, ત્યાં સહુકો મંગળ ગાયે,
તાતા થઈ તાન મચ્યો છે, નારાએો આવે જાયે એમ૦ ૨
ગામમાં તો સાકર વે'ચાયે, ગોળ ધાણા સરવે ખાયે,
એ લીલા ગાતા શોભા ભારે, ત્યાં દ્વારકોદાસ શું ગાયે એમ૦ ૩

## તિથિઓ

### રાગ ગોડીની ચોપાઈ

ગુરૂદેવનું ધરી ધ્યાન, ગાઉં કીર્તન કૃષ્ણ મહાન,
કરો કૃપાસિંધુ કૃપાય, થાય વાણી મારી સુખદાય ૧
પ્રતિપદ કૃષ્ણનું લઈ નામ, ગોપી વિનવતી સુવામ,
આવું છું કહી ગયા દેવ અમે થઈને તમારી સેવ ૨
પ્રતિપદ હૃદયે નવ રાખ્યા, પ્રતિપદે સ્વાદ ન ચાખ્યા,
ગયો વાયદો પ્રતિપદકેરા, ઉદ્ધવને પાડ્યો ફેરા ૩

### દોહરો

પતિપદ હૃદયે રાખત, તેહ પતિપદ દૂર,
ખટપદો કમળ નિચે ગઈ બધાઈ ભરપૂર ૪

### રાગ ચાલનો

એક બ્રહ્મના ભગવાન બીજું પ્રકૃતિનું અનુમાન
તે રૂપે રાધાકૃષ્ણ હુઆ પ્રથમ તો હરિ થયા જુઆ ૧

---

૨ પ્રતિપ૦ ઇ૦—તિથિઓના નામવાચક શબ્દો દ્વારા દાસે જૂદા જૂદા અર્થથી કવિતામાં મઢિત [illegible] છે માટે સર્વેનો સુંદર [illegible] છે પ્રતિપદ પદેપદે —[illegible] શબ્દે, અથવા [illegible] તિથિએ સુવામ મારી સ્ત્રી

૪ પતિ ઇ૦—જે પતિના પદો હૃદયમાં રાખતા તે પતિના પદ (ચરણ) હવે દૂર છે ખટપદી સમજી બધાઈ (કમળથી [illegible])

૧ એક ઇ૦—હે ભગવાન બ્રહ્મતા એ તમારૂં જે સ્વરૂપ છે અને પ્રકૃતિ એ તમારૂં બીજું [illegible] છે એમ ભગવાન ગાય છે પુરૂષ પ્રકૃતિરૂપે તમે રાધાકૃષ્ણ થયા [illegible] થયા [illegible]

દ્વિ તીયા જો કરી પર ક્રત, તો તો લાગ્યા કૂડાં કર્મ,
મૂકી પ્રકૃતિ કરમે લાગી, તીયા જાણો ત્રીજી જશે ભાગી ૨
દ્વિ ગદે મ્હા નદકુમાર, દ્વિતીયાએ મળો અવિધાર,
દ્વિ મ ના પ્રાગે રહે, તો તો દેહ અમારી ન દહે ૩

દોહરો.

મસ્ત્ય જળતણા ભોગિયુ, આપે ખાવા જાય,
આકડી લાગી અગમા, તેમ કયુ જદુરાય ૪

રાગ ચાલતો.

ગે માગદા વિઠલ ગયા, માચા શ્રીકૃષ્ણ નર થયા,
ઉઠને આવગે કહ્યુ નીશે, તે તો માન્યુ મને વશે વીશે ૧
તુની સાથે કર્યા શૃંગાર, થયા અમિ તમિ તેવા સાર,
તુ તીયા વશ્યા વાંઝી પાસ તૃતીયાએ દયા ઉદાસ ૨

---

૨ દ્વિ૦ ઇત્યાદિ જો તમે દ્વિ (બે) તીયા (સ્ત્રિયા)—સ્ત્રી કરી (કુબજા બીજી) તો તો તમને લોકનિંદારૂપ કૂડા કર્મ લાગ્યા એમ જાણો મૂકી ઇ૦— જો તમે કર્મે લાગેલી (તમારાથી જૂદી ન પડી શકે એવી) પ્રકૃતિરૂપ રાધાને મૂકી દીધી તેમ (જો કુબજાની મૂળને) તમે કોઇ ત્રીજી તીયા (સ્ત્રિયા)ને જાણશો ત્યારે તે (કુબજા) પણ ભાગી જશે

૩ દ્વિ ઇ૦—હે નંદકુમાર, માટે જો દ્વિ (પુરૂષપ્રકૃતિ કે રાધાકૃષ્ણરૂપ) તમારા નેત્રરૂપ રહેતા હોય તો દ્વિતીયા (બીજને દિવસે નિશ્ચય મળો જો દ્વિ સના (રાધાકૃષ્ણરૂપ) તમે ધારો છો તે જો રહે તો તો અમારી દેહ વિ દથી દહે નહિ

૪ મત્સ્ય ઇ૦—રાધા જળના ભોગી મત્સ્યની પેઠે લોભી થઇને આવે (પોતાની મેળે) સુખભોગરૂપી આહાર મેળવવા ગઇ તો મને વિરહરૂપી આકડી અંગમાં લાગી હે જદુરાય! તમે એમ કર્યું છે।

૨ તુની ઇ૦—અર્થાત તમે ને અમે તુલ્યવત થયા છીએ તૃ ઇ૦— તૃ (ત્રિ) તીયા (સ્ત્રી) રાખી તમે હમણા રાંડાની (કુબજા) પાસ જઇને વશ્યા છો

કુબડી તેવી મળી તીયા ત્રીજી, તેના રગમા ગયા શુ ભીજી,
તૃતીયાએ ત્રિકમ ના ત્રૂઠયા, અમાગપર શેણે રૂઠયા　　૩

દોહરો.

આશા આપી અવધિ કરી, અવધિ પરહરી આશ,
નિરાશી કરી અવધે જઈ, ત્રિકમ કેવો ત્રાસ　　૪

રાગ ચાલતો.

ગયો વાયદો કાવનો સાર, આજ કરીએ એઠા વિચાર,
જન્મના જૂઠા મોરાર, થાવ સાચા કોઈ દિન સાર　　૧
ચતુરથી ન એવુ ચવાય, ચતુ રવિ થાયે ચિત્ત કાય,
ચતુરથી કેવી વાણી માય, ચતુર થઈ પાળવી રાય　　૨
ચ ુર જોય ન ચોથનો ચદ, કુબ્જા મુખચદ જોયો ગોવિદ,
તોય ચઢ્યુ ન ખોટુ આળ, દ્વારકાને સાચે વાગે ગાળ　　૩

દોહરો.

ખોટુ આળ ચઢે કદા, ચતુર મને પસતાય,
ડકો જગ વ્યાપિ ગયો, ચતુર હરિ ન ચળાય　　૪

રાગ ચાલતો

ગઈ ચતુર્થી મારા નાથ, ભૂ યા કુબડીથી વ્રજસાથ,
નહોતી તે થઈ એકાએક, વીસર્યા હરિ જેથી વિવેક　　૧

---

૮ અવધિ હદ અવધિ ઇ૦—તે અવધિ ( મર્યાદા ) થઇ રહી ત્યારે અમે આશા પરહરી ( તજી ) નિરાશી ઈ૦–તમે અવધિએ જઇને–વાયદો પૂરો થયો ત્યારે અમને નિરાશી પેદા કરી ( ? )

૨ ચતુરથી–ચતુર પુરૂષથી ચતુ ઈ૦—હે રવિ ( કૃષ્ણ ) મારામા ચિત્ત ચતુ થઇ જાય છે !

પંચ મીરાત મળી શ્રીકૃષ્ણ, અમને યોગી થવાનું કાવ્યું પ્રશ્ન;
પંચમી ચતુર ન જાણી, પંચમી ભૂલ્યા પુરૂષપુરાણી. ૨
પંચ વચ્ચે આગરૂ કાઢી, દ્વારકો કે' કુબડી ઘરમાં ઘાલી;
વળી તેને મોગલે ગયા મા'રાજ, ઉદ્ધવ તેડ્યા વાયુ ઢોળવા કાજ. ૩

દોહરો.

નવીન નવ દિવસે જશે, તોય નવીનપર મોહ;
જૂનું જીવિત સુધી રહે, નવયૌવન દે છોહ. ૪

રાગ ચાલતો.

પંચમી ગઈ પ્રભુ જુઓ, ત્રાસ ગોપીનો આજ ખુઓ;
અમે કર્યા શા હરિ વાંક, કુબડી કાજે રંજાડો રાંક. ૧
પછી વિધાતાએ લખી કેવી, પછી ઉત્તમ કુબજાના જેવી;
પષ્ઠિ અમારી હતી એક દિન, પછીએ તલકું જળ વિણ મીન. ૨
આજનો પાળો વાયદો દેવ, કરૂં તમારી રૂડી સેવ;
વૃષભાનના સમ મા'રાજ, નવ બાંધી રાખું આજ. ૩

દોહરો.

તન મન ધન નવયૌવના, જૂનું જૂઠું રાંક;
ન્યાય ભણિયા કયાં કને, અમને કરવા શોક. ૪

રાગ ચાલતો.

પછી ગઇ હરિ નવ આવ્યા, તમે મથુરાના રાય કાવ્યા;
સારૂં માણસ તે કે'વાય, મોટપણે ગર્વ ન થાય. ૧

---

૨ મીરાંત—લક્ષ્મી—સંપત્તિ. ધન, ધાન્ય વગેરે પાંચ લક્ષ્મી.

૪ છોહ—છેહ. નવીન—નવું નવ દહાડા.

૨ પછી ઇ૦—તમારી પછીના લેખ વિધાતાએ કેવા લખ્યા છે કે તે પછીમાં કુબજાના જેવી ઉત્તમ સ્ત્રી તમને મળી ? પષ્ઠિ—સારૂં. એકવખત અમારી પણ સારી ઘડી તમારી સાથે હતી ! પછી—છઠ.

સપત ગાયા કોણ કે'શે, સપ્તમીએ મન માંહે રે'શે,
સપ્ત મીચ જોશો ભગવાન, રાધા લલિતાદિકના વાન ૨
સપ તમિ ન આવો જ્યારે, જુડામા જૂઠા મ્હુ ત્યારે,
બ્રહ્મ જેના ઉદ્ધવ જૂઠા, દાગ્કા દાસીને હરિ રૂઠયા ૩

દોહરો

રાજનીતિમા જૂઠ રહ્યુ, એમ કો' દેવમુરાર,
સાચા વિણ શોને નહિ ઘડી, અમિ જાણ્યો વ્યવહાર ૪

ગગ ચાનતો

કહી કહી જીભ કુચો થઇ, તોય શોકય અળગી નવ ગઇ,
એને લેવા અમારા પ્રાણ તેહ થયુ અમોને જાણુ ૧
આ ઠમમારે નૃત્યનો પાગ અષ્ટમીએ આવ્યો લગ,
અષ્ટમીએ જન્મ તમારો, અષ્ટમીના થશે ઉદ્ધારો ૨
અષ્ટ માનનીકેરા માર, તમે થશો દેવમોરાર,
દાસ દ્વારકાનો ત્યારે આવે આ ઠમકારે પ્રાણ જાવે ૩

દોહરો

સુરભિ પય અતિશે દિયે ચીરે તેવી કો પેટ,
પ્રાણતણા હરિ લોભિયા રીઝશો નહિ જઉ ઠેટ ૪

---

૨ સપત શપથ—સોગદ સપ્ત ઈ૦—અમે સાતે સખીઓનુ તમે મીચ ( મરણુ ) જોશો ૩ મ ( શપ ( શાપ ? ) તમે જ્યારે આવો ત્યારે હુ તમને જૂઠામાજૂઠા કરીને સ ( ( શાપ ) દેઉ—ગાળો ભાડુ ! અથવા સપ—ઝટ (?)

૨ અષ્ટમીનો—આઠમી ( કુબ્જા )નો ઉદ્ધારો ઉદ્ધાર આ ઠમમારે ૦૦— અર્થાત્ જરાવારમા

૩ અષ્ટ માનની—આ પટરાણી માર મળતે ૪ ઠેટ—? ઠેઠ જઉ મરણુ પામ

### રાગ ચાલતો.

આઠમી ગઈ કુબજાકાંત, તોય સુખથી થયા ન શાંત,
વા'લા માખણ આપ્યું ખાવા, તે તો કંસજીને લજાવા. ૧
નવ મીનની પેડ બંધાવા, નવ મીરાત કુબડીની ખાવા,
નવ મીર થયા ગોપાળ, નવ મીર હરાવ્યો દૂજો ભૂપાળ. ૨
નવમી રંગ રમો મહારાજ, ખાઇ ખોટું કીધું આજ;
દ્વારકોદાસ વિનવે કા'ન, નિમગુરૂથી સમજી સાન. ૩

### દોહરો.

ખાએ પતિનુ પદમની, વીરાના ગુણ ગાય,
કૃષ્ણજી પૂછાએ આપને, તેની દશા શી થાય ૪

### રાગ ચાલતો.

નોમ સુધી નવ આવ્યા જાણ, વાગે હૃદે જૂઠના બાણ,
માર્યો કંસ મામો મહારાજ, અમિ પરાયાની શી લાજ. ૧
દશ મીનકેતન રૂપ ધારી, દશમીનને નાખો મારી,
દશમીન હરો ત્યારે વા'લા, દશમી પ્રાણ તજુ નંદલાલા ૨
નવ જૂઠું બોલુ જાણ, સાક્ષી રાખુ ચંદ્ર ને ભાણ,
દશમીએ એકવાર જમે, તેને મળે જે મન ગમે ૩

---

૨ નવ ઇ૦—હજી તો તમે મીર સરખો બીજો કોઇ ભૂપાળ હરાવ્યો નથી, માટે એટલામાજ તમે મીર થયા નથી।

૨ દશ ઇ૦—દશ (અર્થાત્ અનેક) મીનકેતન (કામ)નુ રૂપ ધારણ કરનાર હે કૃષ્ણ! દશમીનને ઇ૦—દશ (દશ)વડે તમે અમોરૂપી મીનને મારી નાખો એવા છો અર્થાત્ અત્યંત રૂપાળા છો અથવા અમોરૂપી દશ (અર્થાત્ ઘણી) મીનરૂપી ગોપીઓને મારી નાખો છો અને તેથી હે વાહાલા! દશમીન (દુશમન) હસે છે

### દોહરો.

કોકિલાએ કાગનુ, જુઓ કર્યું નંદલાલ,
બચ્ચાં સોપ્યા કાગને, * * * * ૪

### રાગ ચાલતો.

ગઇ દશમી કર્યો અપવાસ, તોય પહોચી નહિ આશ,
આવ્યો આજનો દિન પાવન, વાટ જોઉં બેઠા વન ૧
એક આદાશીશીકેરે રોગે, એક આ દશી પામી જોગે,
એક આ દશી કૃષ્ણ ભુજંગ ! એકાદશીએ જામ્યો રણજંગ ૨
મરે અબળા કામને બાણ, વ્રંવન્હિએ દાઝે જાણ,
સ્રીહત્યાઓ લાગશે જ્યદા, દ્વારકો કે જાણો કૃષ્ણ તદા ૩

### દોહરો.

કામસેવનાએ મૂઓ, યયાતિ નામ ભૂપાળ,
પ્રેમે પરીક્ષિત ઉગર્યો, પ્રેમનેમ પ્રભુપાળ ૪

### રાગ ચાલતો.

એકાદશી કર્યું જાગ્રણ, તોય થયા ન શ્યામને શર્ણ,
વ્રત વ્રતાદિ જાણો જાઠ, જ્યાર વિધિકેરી થાય રૂઠ ૧
દ્વા દશી ચીરે ચુથાય, દ્વાદ શીપેરે હુ થી થાય,
દ્વાદશી પણ ભૂલ્યા રાધા, દ્વાદશીએ લીધી બાધા ૨

---

૪ "પોતે વશી રસાન" એવુ છેલ્લુ ૫૦ દો રસાન આ ો

૨ એક ઇ૦—તમાગ વિયોગરૂપી એક આદાશીશીના રોગના જોગે હુ એક (રાધા) આ દશી (દશા) પામી છુ અને એક આ (રાધીને) કૃષ્ણ ભુજંગે (કૃષ્ણરૂપી કાળા સાપે) ડશી છે !

૨ દ્વા ઇ૦—અમાન ચીરમા દ્વા (દ્વિ મે) દશી (છેડાઓ) ચુથાય છે–અમને બ નેપાસથી પ િતાપ લાગે છે દ્વા૦—દ્દ અમે તગારી સાથે શી રીતે બાથે પડીએ !

પીટ્યા પાપી પ્રાણ ન જાય, દ્વારકાનો વાસી ના થાય;
વિપ્રગુરૂ કરો દ જ્ઞાન, મેળવે વૃદ્ધપણે ભગવાન. ૩

દોહરો.

સોનીનો વિશ્વાસ કો, કરે તો બમણું ખાય;
ચોકી ભરે ચતુરાઇથી, કુબ્જા પેઠ રીઝાય. ૪

રાગ ચાલતો.

બારશ ગઇ જદુરાય, સુખ નિદ્રા ન અમને થાય, ૧
તમે પરાયા શું કે'વાય, અમારે અમારા કે'વા રાય.
ત્રય એ દશ મિથ્યા ગયા, ત્રયો દશી સુખીઆ થયા;
ત્રય ઉદશી નહિ ભગવાન, ત્રયોદશી થઈ સમાન ૨
બોલ્યુ અમારૂં સાચુ ન લાગે, પ્રાણ દેહમાથી નવ ભાગે,
દાસ દ્વારકાનો મળે ત્યારે, જીવ દેહ જૂદી થાય જ્યારે. ૩

દોહરો.

ગરજે એકની શુ સરે, ઉભયતણો નહિ મેળ;
જ્ઞાનાશ્રય વિણ શુ કરે, કવિતા વનિતા વેલ. ૪

રાગ ચાલતો.

ગઇ ત્રયોદશી તાણતાંય, હરિ મળ્યા ન ગોકુળ માય,

---

દ્વા ઈ૦—દ્વા ( બે-કુબ્જા અને લક્ષ્મી ) તમને ડશી છે તેથી તમે રાધાને મળવાનુ પણ ભૂલ્યા ! ૩ દ્વારકા-મુક્તિપુરી.

૨ ત્રય ઈ૦—અમારા ત્રય એ ( અને ) દશ દિન તો મિથ્યા ગયા અને ત્રયો ( ત્રિયા—કુબ્જા ) દશી ( દશી—જોઇને ) સુખિયા થયા (?) ત્રય ઇ૦—હે ભગવાન ! તમારે લક્ષ્મી, રાધા અને કુબ્જા એ ત્રણ સ્ત્રીઓ છે તેમ સૌથી તમે ઉદશી ( ઉદાશી ) નથી. ( પણ માત્ર મારાથીજ ઉદાશી છો) ! સમાન—પાછળની તિથિઓની સમાન

હવિ કરવું શું નિરાશ, નંદકુંવરે ન પૂની આશ. ૧
ચતુર દશી વિખાણે ચતુર, ચતુર દશી સંકષ્ટ પૂર;
ચતુર્દશીએ ન ચતુર મળ્યા, ચૌ દશ કિંધાં અવતાર બળ્યા. ૨
એવે સુણ્યું દ્વારકા જાય નાથ, જશે મથુરાનો મહુ સાથ;
લેશે કુબ્જાને સગાથ, ફરશે ઝાલી છબણ હાથ. ૩

## દોહરો.

દાઝ્યા ઉપર લૂણ રે, વા'લા કે'વો તેહ;
ચઢી આવ્યે મન રીઝતાં, વિના વૃષ્ટિનો મેહ. ૪

## રાગ ચાલતો.

ચૌદશની રાત જગ્યા જાણ, વા'લે રાખ્યું નહિ ઓળખાણ;
હવિ છવ્યાનુ શુ કાજ, જમુના ઝપલાવું આજ. ૧
પૂર ઉરણીમા નવ પાળી, પૂર્ણિમાએ લેની પેટ પાળી;
પૂર્ણિમા રૂપ આવ્યા પ્રભુ, દ્વારકાદાસના જે વિભુ ૨
મળ્યા મોરલી હાથે ઝાલી, આલિંગ્યા રાધાને વનમાળી;
દ્વારકાદાસે વિખ્યતાપ, પૂર્ણ તિથિએ ટાળ્યો સતાપ. ૩

## દોહરો.

શ્રદ્ધાનું ફળ અવનવુ, શ્રદ્ધા કવિ કરત;
શ્રદ્ધાથી નવ શુ જડે, પણ શ્રદ્ધા ન રહંત ૪

---

૨ ચતુર દશી ઈ૦—ચૌદે લોક એ ચતુરને વખાણે છે. ચતુર દશી ઈ૦-તમે ચતુર દર્શી ( ચારે યુગને જોનારા ) છતા અમો સંકષ્ટમા પૂર છીએ તેને તમો કેમ જોતા નથી !)

૨ પૂર ઉરણીમા—( ? )

## સાતવાર.

### રાગ ધનાશ્રી.

શિવની સેવા કરવા ધાઉં, ગાઉં સાત વાર જી;
વિપ્રગુરૂ પ્રતાપ મોઢો, સિદ્ધિ મળે અવિધાર જી. ૧
ત્રિભુવન રચના તે શંકર, વેદ પુરાણે કે'વાણી જી;
મંગળકારી નામ મનોહર, ત્રિપુરારિ ત્રિશૂળપાણિ જી. ૨
મંગળ દેવનું મંગળ કરતા, મંગળકારી શિવ નામ જી,
દ્વારકો હરના ગુણ ગાયે, વિપ્રકૃપાથી આમ જી. ૩

### દોહરો.

પામ્યે કષ્ટ વરમતિ રીઝે, સોનું તાવ્યે સાફ,
ઉત્તમોત્તમની પરીક્ષા, અરિને કરતા માફ ૪

### રાગ ચાલતો.

શંકર છો તમે સર્વના કરતા, દેવતણા મહાદેવ જી,
ત્રિપુર નાશ કર્યા લીલામાં, સુરિનર કરતા સેવ જી. ૧
વાઘાંબર ને સર્પ ભૂષણ, બુધ ન જ્ઞાની બીજો જી,
બુધવારે અમરે શંકર, બુધજનને રીઝો જી ૨
દ્વારકોદાસ ગુણ ગાય શું, અપાર લીલા તમારી જી,
વિપ્રગુરૂ પ્રતાપ દેવા, નિર્મળ વાણી થઈ મારી જી. ૩

### દોહરો.

આવે કુસંગ કદી મહતને, સુસંગ તે થઈ જાય,
વળગ્યું ઝેર જો કંઠમાં, હર નીલકંઠ ગવાય ૪

### રાગ ચાલતો.

પાર્વતીના કોડ પૂર્યા, તમે શંકરદેવ જી,

---

૨ બુધ ઈ૦—તમારા જેવો બુધ (પંડિત) બીજો જ્ઞાની નથી

તપે કરીને હર આરાધ્યા, ગુરૂજને દાખવી સેવ જી. ૧
ગુરૂવારે ગુણ ગાતાં, ગુરૂવા રે' ગુણવંત જી;
ગુરૂ વાર વાર જગત કે'છે, અહો પ્રભુ બળવંત જી. ૨
દુઃખ દેવને આવે જ્યારે, ત્યારે લેતા નામ જી;
દ્વારકાનો સંગ નહિ હરિ, સ્મશાન વસવું શ્યામ જી. ૩

### દોહરો.

ગરજ પડે મોટા નહિ, ગુણ કરી લઘુ ગણાય;
ભોળા શંભુ હરિ ભજતાં, કરે દેવ દુઃખ સા'ય. ૪

### રાગ ચાલતો.

આપ્યું વરદાન મહાદેવ, ભસ્માસુરને જી;
દુઃખ જાતે સહ્યું અપાર, પામ્યા ન પુરને જી. ૧
શુક્ર પડ્યું સરદાર, પૂરો કા'વે જી;
એમ દુઃખ સે'તા અપાર, વર દો ભાવે જી. ૨
શુક્ર વારે વારે સાચું, પુત્ર ન વા'લો જી;
શુક્રવારે દ્વારકોદાસ, ગુણ ગાયે કષ્ટ ટાળો જી. ૩

### દોહરો.

મોટાપણું મુખે કહે, નહિ મોટા તે જાણ;
ભસ્માસુરથી દુઃખ હતું, શાપની સુણી ન વાણ. ૪

### રાગ ચાલતો.

રાવણને વરદાન આપ્યું, ભોળા શંકર દેવ જી;

---

૨ ગુરૂવા—ગરવા—મોટા.

૨ શુક્ર—વીર્ય. ૩ શુક્ર ઇ૦—તમારૂં શુક્ર (વીર્ય) તો વારે વારે પડે તે સાચું છે પણ તમને પુત્ર વા'લો નથી (તમને પુત્ર થયો નથી).

પહેલા તો તેણે પૂજા કીધી, વળતી ધારી સેવ જી. ૧
શનૈશ્ચર તો આખે એવો, શનૈશ્ચર નવ ભક્ત જી;
શનૈશ્ચર જેવા દુ ખદાયી, તોય તર્યા તે જક્ત જી. ૨
ભોળા શંભુ નામ તમારૂ, સદાશિવ સદા સાચા જી;
દ્વારકાદાસે વિપ્રમતાપે, શકરને જઈ જાચ્યા જી ૩

દોહરો.

મોટાને આભૂષણ તે, મહિમાજ કહેવાય,
શકર ધરતા સર્પને, મૌક્તિકરૂપ મનાય ૪

રાગ ચાલતો.

જ્ઞાન પામુ તમથકી, શકર દેવ મહારાજ જી,
કૃપા કરો કરૂણા કરી, તો થાયે મમ કાજ જી. ૧
રવિ પ્રગટે જ્ઞાનનો અતર, રવિ વાર વાર પ્રકાશે જી,
રવિવારે મહિમા ગાતા, ભક્તજન પહોચે આશે જી ૨
દત્તાત્રેય જ્ઞાની થયા, રવિ સેવા સાધી જી,
વિપ્રગુરૂથી દ્વારકાને, શકર સેવા લાધી જી ૩

દોહરો

કાળ વસ્ત્ર કાળુ કરે, કેસરી કેસર પાસ,
મૂઢમતિ શિષ્યની હરિ, કરતા આપ ઉજાસ ૪

રાગ ચાલતો

સમરૂ શકર દેવ, પૂરો મારી આશા જી,
આપ્યો દુષ્ટને ઠામ, કૈલાસે વાસ્યા જી ૧
સોમ ધર્યો લલાટ, સોમરૂપ દેવા જી,

---

૨ શનૈશ્ચર—અદેખાઇ ( શત્રુને ) શનૈશ્ચર—ધીમે ધીમે ચાલનાર.

સોમ વારે વારે પાય, સોમવારે સેવા છે. ૨
કરતા સોમ વાર ન હોય, સોમવાર સાચો છે,
દ્વારકાએ વિપ્રપ્રતાપ, શંકર જાચ્યો છે. ૩

દોહરો.

શ્વાન ભસે પૂઠે ઘણા, દ્વિરદ મન નહિ દુખ,
ગજગતિ વરણી વખાણતા, ઘટે ન ગજપતિ સુખ ૪

## કૃષ્ણલીલા.

### પદ ૧ લું.

મોહન તેં માટી ક્યમ ખાધી,
આવી જશોદા લડવા બાધી. ટેક ૧
મુખ બંધ કરી તું બેઠો,
પડે છે વળી તું તો હેઠો,
શ્રીકૃષ્ણ મહારાજ તવ બોલ્યા,
માત તેં મારા તોલ નવ તોલ્યા. મોહન૦ ૨
વદન ઠીક કરી પ્રતીતિ આપે,
જશોદા ભરાતી અધિક તાપે,
મુખ બતાવ કે'તી માડી,
બીજી વાત મૂક તું તો આડી મોહન૦ ૩
નિકર સોટી મારૂં જેજે,
આજ ફેલ ફિતુર તું ખોજે,
એમ કહીને સોટી લીધી,
શ્રીકૃષ્ણે મુખ કાઢ પોળી કીધી. મોહન૦ ૪

૨ સોમરૂપ—સૌમ્ય સોમ વારે વારે પાય—સોમરસ પાય. ૪ દ્વિરદ—હાથી.

જુએ તો ન મળે માંહી માટી,
એ વિધે જશોદાને ખાટી;
જેની માયામાં વિશ્વ ભુલે,
ત્યાં જશોદાજીથી શું ફૂલે. મોહન૦ ૫
જશોદા થઇ મનમાં ઝાંખી,
જોતી વદન ધાંખી ધાખી;
દાસ દ્વારકો ગાય શુ તેહ,
વિપ્ર ગુરૂએ કર્યો નિ:સદેહ. મોહન૦ ૬

પદ ૨ જું.

ઢીંચણીએ ચાલે, ઢીંચણીએ ચાલે દેવમોરાર,
નાશી નાશીને બાહેર જાયે,
લાગે ન કઇએ વાર. ટેક ૧
માતા ઝાલી ઝાલી લાવે,
નાશી નાશી જાય કૃષ્ણ,
દાસ દાસીઓ પૂઠે ફરતી,
ત્રિકમની પૂરાય ન તૃષ્ણ ઢીંચણીએ૦ ૨
માટી ખાયે માજી મારે,
વદન ઉઘાડુ કરી દાખે;
બા'ર જવાની આટી કરી છે,
હરિને ઝાલી કોણ રાખે. ઢીંચણીએ૦ ૩
એ વિધે બાળલીલા કીધી,
થયા મોટા નદકિશોર;
ગોપી જનનો આનદ મોટો,

૬ ધાખી ધાખી—નિહાળી નિહાળીને.

કરે મંગળના ઘણા સોર. હીંચણીએ૦ ૪
લીલા ગાયે કૃષ્ણ. પ્રભુની,
આનંદમાં દિન કા'ડે;
વિપ્ર પ્રતાપે દાસ દ્વારકો કે',
ગર્ગ નામ હરિનાં કેવાં પાડે. હીંચણીએ૦ ૫

## પદ ૩ જું.

### રાગ મેવાડો.

મળવાને આવ્યા રે, ગર્ગાચાર્ય તહીં;
વસુદવે છાનું ભાખ્યુ રે, જાઓ તમે ગોકુળ મહીં. ૧
કોઇને કઈ નવ કે'શો રે, કૃષ્ણ બળદેવ ત્યાં છે;
તેમનાં નામ પાડી આવો રે, પ્રાણજીવન બન્ને જ્યાં છે. ૨
વારૂ કહી ચાલ્યા રે, ગર્ગાચાર્ય મોટા;
આવ્યા ગોકુળ રે, મહામુનિ મોટા. ૩
જોયા શ્રીનંદ રે, વસુદેવ આચારી;
આતિથ્ય ઘણુ કીધુ રે, સેવા કીધી ભારી. ૪
જાણે પ્રભુ પધાર્યા રે, એવી પ્રીત કરી;
પૂજા કરી વિધિશુ રે, થાળમા પુષ્પ ભરી ૫
મુનિ બોલ્યા પછે રે, આનંદ પામ્યા અમો અતિ;
ત્યારે નંદ ભાખ્યા રે, પધાર્યા જો મહામતિ. ૬
કારજ થયું મારૂ રે, શુ કહુ સુખવતી,
મહતની મોટાઈ રે, કે અમિ શું કહુ ગતિ. ૭
ગૃહસ્થને ઘેર જાયે રે, મહાનંત તમ જેવા;
પવિત્ર તે થાયે રે, મળ્યા મિષ્ટ મેવા. ૮

---

૪ વસુદેવ આચારી–વસુદેવના ગોર.

લીલા અગાધ તમારી રે, હુ ગોપ વર્ણવી શુ જાણું;
મારૂ તારૂ નહિ તમને રે, તત્વ જેણે ખરૂ માણ્યુ ૯
બ્રહ્મા રુદ્રથી મોટા રે, લીલા નવ કે'વાયે,
શેષ હારી જાયે રે, મહત્‌કર્મ ન લે'વાયે ૧૦
અગમનિગમ જાણો રે, ભવિષ્યની વાત ભલી,
મારે આજ ભાગ્યે રે, તમારી મૂર્ત્તિ મળી ૧૧
આ બન્ને પુત્રના નામ રે, કહો તમે ઋષિરાઈ,
અમો ગોપ શુ જાણુ રે, સસ્કારની ચતુરાઇ. ૧૨
સર્વના ગુરૂ બ્રાહ્મણ રે, વેદપુરાણ ગાયે,
દાસકો વિપ્રમતાપે રે, તમને જોઈ ખુશી થાયે ૧૩

પદ ૪ થુ.

રાગ મેવાડો.

ગર્ગાચાર્ય બોલ્યા રે, આનદે હુ નામ રાખુ,
શકા એક થાયે રે, તે તમને ભાખુ ૧
નથી મન બોલ્યુ રે, ખરૂ તેહ કેવુ છે,
જાદવનો હુ ગુરૂ છુ રે, સત્યમા સુખી રે'વુ છે ૨
કસ કે'શે કૂડુ રે, કઇનુ કઈ બોને,
દેવકીના પુત્ર કે'શે રે, તોલ રૂડો નવ તોને ૩
સ્નેહી વસુદેવ આચા રે, તેથી કૂડુ ધારે,
દેવકીનો પુત્ર આઠમો રે, કસને કે છે મારે ૪
શકા લાવી તેની રે, પુત્ર તમારો મારે,
પાપ લાગે મુજને રે, દૂરૂ કયે અવતારે. ૫
મહાપુણ્યશાળી ગોપ રે, હુ થી દુભાયે,
દાસદારકો રે, વિપ્રમતાપે ગાયે ૬

## પદ ૫ મું.

બોલ્યા બોલ્યા છે, ત્યાં નદરાય;
ધન્ય ધન્ય મુનિ રે, કહી સત્ય તમે વાય. ૧
મહત સત્ય કે'છે રે, અન્યથા નથી કાંઈ;
ખોટું નથી એમાં રે, સહુ સત્ય છે સાંઈ. ૨
વ્રજલોક સુખી રે, કરશો સહુ રૂડું;
ગુપ્ત રાખે જાણો રે, થશે નહિ ભૂડું. ૩
એવું સ્થળ ખોળું રે, જે કોઈ નવ જાણે;
નામ પાડો રૂડું રે, વિશ્વ સહુ વિખાણે. ૪
બ્રાહ્મણના જે વિધિ રે, કરો મુનિ સરવે;
આજ અમો નાહ્યા રે, આનંદને પરવે. ૫
કૃપા તમારી રે, તેથી આનંદ પામ્યાં,
દરશન તમારે રે, અમો દુખડાં વામ્યાં. ૬
મુનિ કહે વારૂ રે, અમો તિમ કીજે;
દ્વારકો જેમ રીઝે રે, સુખ તે વિધે લીજે. ૭

## પદ ૬ ઠું.

નામનો મહિમા મોટો, તેહ તો કહિયે;
સુણો સહુ શ્રોતા , વરણી સુખી રહિયે. ૧
મહાગુપ્ત સ્થાનક રે, વ્રજના પુંજ માંહી;
બે બાળશુ રાજા, ગયા છે ત્યાંહી. ૨
છે અંતરનાં સરવે, પુત્ર બે છે સાથે;
તેહ વાત કોઇ ન જાણે, જે આળ ન ચઢે માથે. ૩
આનંદ શું કહિયે રે, ગયા ગુપ્ત સ્થાને;

---

૧ વાય—વાયક—વાણી

લીલા સહુ જાણે રે, શ્રીકૃષ્ણજી સુખ માને. ૪
પે'લા રામ લીધા રે, નામકરણ કરવા;
આનંદ્યા સરવે રે, અરિ લાગ્યા ડરવા. ૫
બોલ્યા ગર્ગ મુનિ રે, સુણો હે નંદરાઈ;
દ્વારકોદાસ ન જાણે રે, કવિતણી તો ચતુરાઈ. ૬

## પદ ૭ મું.

સુણો મોટા પુત્રનું નામ, તમે નંદરાજા;
કરશે જગતનું એ કામ, મૂકાવે દાનવ માઝા. ૧
પ્રિય માત ને તાત, વળી બંધુ મોટા;
કાકા ભત્રીજા સોત, ગુણ ગાશે નહિ ખોટા. ૨
સર્વ જગતની માંય, એહ રમણ કરશે;
ઘટઘટકેરી માંય, જાણે તેનો જીવ તરશે. ૩
રમણ કરશે તેથી રાય, નામ રામ કે'વાશે;
તમારા વડા પુત્રનું પે'લું નામ, રાય એવું થાશે. ૪
મહા બલિષ્ઠ એની કાય, બળ અપરંપારી;
એને જોઇને રોશે સર્વે, જશે દાનવ હારી. ૫
મહાધર્મ પાળશે સાર, ગુણ અમો કિમ ગઇએ;
બળનો પામો ન પાર, તેથી આનંદ ગ્રહીએ. ૬
બળ એનું જોઇ અપાર, બળભદ્ર નામ પડે;
મહાગુણવાન દયાળ, બળ માંહે નહિ અડે. ૭
પામશે યાદવ સુખ, ગુણ એના જોઈ;
એકત્ર કરશે સર્વ, કરશે સુખની સોઈ. ૮
મહાઆનંદનો અવતાર, ભેદાભેદ મનમાં નહિ;

મતો કરશે અર્વનો જાણ, કહેવાશે સકવાણ સહી ૯
મહાક્રોધી થાશે એહ, કોઇનુ નહિ સાખે,
રક્ત નેત્ર દિન રાત, તેથી એનુ નામ ભાખે ૧૦
તે સુણો નદરાય, રક્તનેત્ર નામ એનુ,
કરશે પ્રીતિ નીલ વસન, નીલાબર નામ જેનુ ૧૧
સત્યની કરશે સેવ, સત્યનર કહેવાશે,
સુખ કરશે સર્વત્ર, સુખકર લહેવાશે ૧૨
એવા ગુણથી નામ અનેક, બળભદ્રના થાશે,
ગર્ગાચાર્ય બોલ્યા એમ, દ્વારકોદાસ ગુણ ગાશે ૧૩

## પદ ૮ મુ.

સુણો બીજા પુત્રના નામ રે
જેના જાણુ નહિ અમો કામ રે,
જેની લીલા અપાર મોટી રે,
કે'તા વાણી થાયે ખોટી રે ૧
મુખે વર્ણવી શુ કહિયે રે,
તદપિ મનમા સુખી રહિયે રે,
કહિયે ગુણ જેટલા જાણુ રે
હુ મૂઢ શુ શુ વખાણુ રે. ૨
ઘણા અવતારધારી છે એહ રે,
તમે જાણો નિસદેહ રે,
એની લીલા સત મહત ન જાણે રે,
એને મનમા કોઈ ન માણે રે ૩

---

૯ મનો-મત સકવાણુ-અગરામ ૧૧ નીલ-ભૂરા

એ તો પરાથી છે આઘો રે,
ન લાગે પશ્યંતીનો ડાઘો રે,
મધ્યમા મહિમા ગાતા હારે રે,
વૈખરી બેઠી બેઠી વિચારે રે. ૪

બ્રહ્મા વેદ ભણે છે રે,
એના નામના ગુણ ગણે છે રે,
શેષ નિશદિન જપે નામ રે,
પાર પામે નહિ તે સ્વામ રે. ૫

શંકર સમ્યક્ પ્રકારે ન જાણે રે,
એનુ સુખ દુખ મનમા ન આણે રે,
એના વિધવિધ છે રગ રે
એ તો અગે છે અભંગ રે ૬

એના જેવો નથી બીજો કોઈ રે,
સત્ય માનો નદરાય સોઈ રે,
યુગોયુગમા અવતાર લે છે રે,
એ તો સાચુ સાચુ કે'છે રે ૭

યુગ પ્રમાણે વર્ણ ધરે છે રે,
એ તો લીલાલે'૨ કરે છે રે,
થાય ધોળો એ તો જાણ રે,
રાતુ રૂપ એનુ પ્રમાણ રે ૮

પીળા રૂપે તારો પુત્ર રે,
છે ભક્તજનને સૂત્ર રે,

---

૪ પરા, પશ્યતી, મધ્યમા વૈખરી—એ ચાર પ્રકારની વાણી ૬ સમ્યક્–સારી રીને ૮ ધોળો–( સત્યયુગમા ) રાતો–( ત્રેતામા )

તારે ઘેર આવ્યો એ તો રે,
નન્દરાય તમે ચેતો રે. ૯
કાળું રૂપ ધર્યું ભગવાને રે,
તારૂં મન સત્ય જો માને રે,
તો તો વાત ખરી હું ભાખું રે,
અસત્ય કાંઈ ન દાખું રે. ૧૦
કૃષ્ણ રંગ છે એનો જાણ રે,
તેથી કૃષ્ણ નામના કરો વખાણ રે,
કોકવાર જાણો રાય રે,
એ તો વસુદેવનો પુત્ર થાય રે. ૧૧
એની લીલાની વાત છે આધી રે,
થાય મતિ અમારી બાધી રે;
તોય કહીએ એના નામ રે,
વસુદેવસુત વાસુદેવ એ શ્યામ રે ૧૨
એના નેત્ર જુઓ અણિયાળા રે,
સમ્યક્ પ્રકારના અણિયારા રે,
કમળ જેવો એનો ઘાટ રે,
તેણે કમળનેત્ર નામનો ઠાઠ રે. ૧૩
ધરશે મોરલી હાથ એ તો રે,
નામ મોરલીધર તમે ચેતો રે;
વરશે રાધા નામ કો નારી રે,
રાધારમણ કે'વાશે ભારી રે ૧૪
ગોપીઓનો વલ્લભ થાશે રે,

---

૯ પીળા રૂપે-( દ્વાપરમાં ) કાળું રૂપ-( કળિયુગમાં ).
૧૨ બાધી—જડ જેવી. ૧૩ અણિયારા—નેત્રના ઉંડા

ગોપી વલ્લભ નામ ગવાશે રે,
કોઇ દિન પર્વત તોને રે,
નામ ગોવર્દ્ધનધર બોલે રે ૧૫
ગાયો ચારશે એ તો જાણ રે,
ગોવાળ કે'વાશે પ્રમાણ રે,
દ્વારકામા કોઇ દિન જાશે રે,
દ્વારકાધીશ નામ કહેવાશે રે. ૧૬
પાડવને ભલી પેર પાળે રે,
પાડવપ્રતિપાળ નામ તુ ભાળે રે,
સર્વનો સહારકારી દેવ રે,
સહારકારી નામની કરો સહુ સેવ રે ૧૭
કસ કેશી મોટા જેહ રે,
કસકેશીકાળ જાણો નિસદેહ રે,
એવા અનેક ગુણથી નામ રે,
પડશે નામ એનુ સુદરશ્યામ રે ૧૮
અપાર લીલા અમો શુ કહીએ રે,
નામનો પાર પામી નવ રહીએ રે,
તમારા આગ્રહથી ભાખ્યુ રે,
બુદ્ધિ અનુસારે દાખ્યુ રે ૧૯
કરો સેવન નદરાય રે,
એમ કહીને ગર્ગજી જાય રે,
દાસદ્વારકો તે શુ ગાય રે,
વિપ્રગુરુની મોટી સા'ય રે ૨૦

## પદ ૯ મું.

છે લીલા અપાર, હાંકો શું ગાયે,
પામે નહિ કો પાર, ગુણ ગોકુળગાવે. ૧
થયા કંઈક મોટા જાણું, નંદના નોંધડિયા,
તે તો રમવાકાજે જાણું, નન્દમાંહે અડિયા ૨
પગે રૂમઝુમ વાગે તેમ, ઘૂઘરડી બાજી,
ફરે વ્રજમાં દેવ દયાળ, હરિજન રે' દૃષ્ટિ માંડી ૩
જોઇ શ્વાન ડરે મહારાજ હું આવ્યો ભાખે,
એમ પશુ પક્ષી જોઈ સર્વ ભય હરજી દાખે ૪
ભરાયે કચરે અંગ, માતા આનંદ પામે,
કચરાવાળી થઉં નાર, મુખ આપું ગામે ૫

મર્ણું પામી ઉદ્ધાર, માતે લીધુ સાહી ૧૧
લીધા ખોળામા ભગવાન, માતા લાડ લડાવે,
સ્તનનુ કરાવે પાન, જુગતી જડાવે. ૧૨
આન દ મન અપાર, હરિ સામુ જુવે;
યશોદા માતા જાણ, દુ ખ સરવે ખુવે. ૧૩
એવી લીલા થઈ એક જાણ, હરિને આવ્યુ બગાસુ,
યશોમતી પામી આશ્ચર્ય, અરે આ તે છે શુ. ૧૪
મુખ માહે દરશ્યુ બ્રહ્માંડ, આકાશ દેખાયુ,
જોયુ સ્વર્ગ સાર, પૃથ્વી પાર લે'વાયુ ૧૫
તારા અપરમપાર, ઉગીને ઝગતા,
સૂર્ય શશિ શણગાર, વિશાળ જોઈ નગતા ૧૬
દશે દિશાઓ જાણ, દિગ્ગજ જોયા તેના,
દિગ્પાળ દર્શ્યા માહી, સશે કહુ જેના ૧૭
ઓગણપચાશ રૂપ, અગ્નિ લે'વાયો,
વાયુ તેટલે રૂપ, કોઇથી ન કે'વાયો ૧૮
સાતે સમુદ્ર જાણ, મુખમા જણાએ,
દ્વીપ મોટા મોટા ત્યાય હુ થી શુ ભણાએ. ૧૯
પર્વતોની લાગી હાર, ઉપર વનસ્પતિ ઉગી,
શા રૂપના કરૂ વખાણ, મતિ શકે નહિ પુગી. ૨૦
નવસે નવાણુ જાણ, નદીઓ તો રેની,
ઘણા સગમ ત્યા નિરવાણ, મળે સાગર ભેળી ૨૧
બાર વન જોયા ત્યાહી, ઉપવન કોણ ગણે,

---

૧૬ નગતા—પર્વતોનો સમુદાય ૧૭ દિગ્ગજ—દિશાઓને ટેકો આપનાર હાથીઓ (પુરાણોમા વર્ણવ્યા છે) દિગ્પાળ—દિશાઓને પાળનાર દેવતાઓ.
૧૮ તેટને રૂપ—ઓગણપચાસરૂપે.

જળચર સ્થળચર જાણ, પ્રાણીને કોણ ગણે. ૨૨
એવું મુખમાં દીઠું માત, ઘણુ મનમાં બીધી;
શ કાઓ અપાર, જશોમતીએ કીધી. ૨૩
ગુણ દ્વારકો શું ગાય, લીલા પરમેશ્વરકેરી;
વિપ્રકેરો હોય પ્રતાપ, મારે અહી તહી ફેરી. ૨૪

## પદ ૧૦ મું.

બાળલીલા ભગવાનકેરી, જો જો સતો રે,
વર્ણવે દ્વારકોદાસ, સુણો મહતો રે. ૧
ફરે નગ્રમા કનાઈ, સ્ત્રી જોઈ સુખ પામે;
જોઈ નદકુ વરનુ મુખ, દુ ખડા સહુ વામે ૨
જોઈ વાછરડુ ભગવાન, પૂછડુ જઈ ઝાલે,
ચાલે તે જેવ ચાલ, હરિ ખેચાતા વાળે ૩
એવી લીલા ગોપી જોઈ, ઘર કારજ મૂકે,
કોઇ કરતી મન કરી ધીટ, તે ચતુરા પણ ચૂકે ૪
ખીજે ન દરાય જાણુ, રખડતા હરિ જોઇ,
પશુ મારશે એને જાણુ, નાખશે સુખ ખોઇ. ૫
મહાઅવળચડો બાળ, સર્પ કદા ઝાલે,
નારી કરે ન વિચાર, આવે કુડા કાળે ૬
ભટકે શેરી માય, અગ્નિમા દાઝે,
નડારા જળની બીક, નારી તને નવ લાગે ૭
એનુ સુદર જોઈ શરીર, પક્ષી ચચ મારે,
ત્યારે તુ દઈ હાથ, એને શે વારે. ૮
ગોપકેરૂ આ ગામ, ધધો પશુતણો,

૨ કનાઈ—કનૈયો—કૃષ્ણ ૪ ધીટ-દઢ. કોઈ સ્ત્રી મનને દઢ કરીને કામ કરતી તો તે કામમા ચૂક આણતી

પડિયા કાંટા મારગ માંય, હરિ જોઈ દીન બણ્યો. ૯
એનું રક્ષણ નવ કરો કાંઇ, એ નવ રૂડું કરતાં;
માતાજી ભરે આંખ, નંદથી ઘણું ડરતાં. ૧૦
માને નહિ મારૂં ભગવાન, અમો કેઈ પેર રાખુ;
નવ બા'ર જાય જો સ્વામ, દુ:ખ કોને દાખું. ૧૧
ઘડી નવ રે' ઘરની માય, વાત શી કે'વી તમને;
પજવી આણે પેર, દુ ખી કરે અમને. ૧૨
સ્વામી શું પૂછે રૂરાય. આવ્યા પગ એને જાણો;
રાખું ઘરમાં કેઇ પેર, ઉગે નાખ્યો દાણો. ૧૩
તે વિધ એ નવ આહી, છાનો બેશી રહે,
એમ વિનતિ કરીને માત, નંદજીને કહે ૧૪
નંદરાય બોલ્યા એમ, રાખો દાસ ઘણા;
સભાળ કરો અપાર, રાખો નહિ કાઇ મણા. ૧૫
થાશે મોટો શ્રીભગવાન, પછી દુ ખ નથી,
એમ નંદરાયજી ત્યાંઇ, જાતા વા'લ કથી. ૧૬
હવે મોટા થયા ભગવાન, દડબડ દોટ કાઢે,
મોટા ગોપના બાળ, ધક્કો દઇ હરિ પાડે. ૧૭
લઢવા જાયે માત, કા'ન રડતા ઘણું,
નવ લઢવા જાઇશ જાણ, દુ ખ જાણે ગોપતણું. ૧૮
પછે લીલા કરતા સાર, શ્રીહરિ બીજી,
દ્વારકોદાસ શુ ગુણ ગાય, વિમમતાપે જાય ભીજી. ૧૯

પદ ૧૧ મું.

જાયે રમવા હો, કા'નજી મોટા,
ગુણ શુ ગાવુ હો, જેના નહિ કોઇ જોટા. ૧

ચોરી કરતા હો, ચતુરભુજ શ્રીકૃષ્ણા,
દુ ખ ગોપીને દેતા હો, નિરખવાની છે તૃષ્ણા ૨
કોઈના માટ ફોડે હો, વચ્છ કોઈના છોડે,
કોઈના બધ તોડે હો, કોઇના બાળને ઓડે ૩
દેતા આવી દુ ખ હો, ગોપીને ઘણેર,
દુ ખી થાય ગોપી હો, હરિ જોઈ અવેર ૪
મળી સહુ ભેળી હો, રાવડી કરવા ગઈ,
સુણો તમે માતા હો, અમો દુ ખી ઘણી થઈ ૫
શુ શુ કહીએ હો, તમને બાઈ અમે,
તમારા પુત્ર દમતા હો, રાનવ્યા નવ રામે ૬
અમે ઘરકાજ કરીએ હો, તેવે આવે શ્યામો,
ભૂલાવે છે બાઇ હો, એ તો ઘરના કામો ૭
સમય નહિ દો'વાનો હો, વાછડા એ છોડે,
આખા ઘેર માહી હો, દડબડ એ દોડે ૮
ખીજીએ ખાતે હો, હશી નાશી જાયે,
બીજાને ખવડાવે હો, પોતે નવ ખાયે ૯
એનુ ખાધુ ન ખૂટે હો, સુણો જશોદા માયે,
પણ નાત જમાડે હો, થઇ મોટો રાયે ૧૦
કદી મન વાળુ હો, જો ગોપને ખવરાવે,
પણ એ કરે બીજુ હો, માકડા સાથે લાવે ૧૧
હળી ગયા તે તો હો, એની સાથે આવે,
જાય એ જ્યાહી હો, આવે માન્દા ભાવે ૧૨
તેને ખવડાવે રો, અમો કેમ પહોચુ,

૩ ઓડે–તાણે (?) ૪ અવેર—અવગણ્યરો (?)
૫ રાવડી–રાવ (ફરિયાદ)

મા'મેહેનતે કર્યું ભેગુ હો, કરે એ તો ઓછુ ૧૩
તદપિ મન વાળુ હો, પણ કરે એ બીજુ;
માતા કોને ખીજુ હો, જોઈ એને રીઝુ. ૧૪
પણ પીડા કરતો હો, તેથી આવી કે'વા,
ખાતા જે વધતુ હો, રાખે નહિ એ એવા ૧૫
પદાર્થ પરો કરી હો, વસ્તુ નાખે ફાડી,
(એવો) ઉધમાત ન દીઠો હો, એની નહિ કોઇ જોડી. ૧૬
સતાડી મકયુ હો, જડે નહિ જો એને,
સૂતા બાળ જગવે હો, શુ કહીએ તેને ૧૭
પછી નાશી જાયે હો, અમો કેઇ પેર ધરૂ,
જશોમતિ બોલો હો, હવે અમો શુય કરૂ ૧૮
વસ્તુ મૂકુ ઉંચી હો, ઉંચી વસ્તુ એ મૂકે,
ભૂલે નહિ કૃષ્ણ હો ચૂકાવ્યો નવ ચૂકે ૧૯
અંધારે મૂકુ કાઇ હો, થાય રૂપે અજવાળુ,
જે અમો નવ ભાળુ હો, જાણો એણે નિહાળ્યુ ૨૦
ચોર ન કે'વાયે હો, લઢવાને આવે,
ચોર કહી અમને હો, બોલે જેવુ ફાવે ૨૧
ચોર કહો કદા હો, બીજે દિને આવે,
વાત કરી મીઠી હો, મળ મૂત્ર કરી જાવે ૨૨
એમ ઘર બગાડે હો, એને શુ કહીએ,
માતા તમે બોલો હો, દુખ કયા સુધી સહીએ ૨૩
ઘડી ઘડી આવુ હો, કહો અમે તમ પાસે,
એને ટેવ પડે માઠી હો, ભગયે કુડી આશે ૨૪
માટે કે'વા આવી હો, જાણો યશોમતિ બાઈ,
દુખ અતિ દીએ હો તમારો કૃષ્ણરાઈ ૨૫

જુઓ બેઠો માતા હો, તમારી પાસે એ તો;
થયો ઘણો ડાહ્યો હો, તમે નવ કાંઈ ચેતો. ૨૬
એની કળા અપારી હો, ગુણ એના કોણ ગાયે;
મા'મસ્તાનો જાણો હો, તમારો એ કા'નરાયે. ૨૭
એમ કહી ગોપી હો, હસીપડી હરિ જોઈ;
જશોદા ખીજ્યાં હો, ભાર નાખો તમે ખોઈ. ૨૮
શું આવ્યાં લઢવા હો, મનઈ ગયાં શેણે;
જૂઠા બોલી સરવે હો, કાંઇ કર્યું નથી એણે. ૨૯
એમ કહી ખીજ્યાં હો, જશોમતિ રાણી;
દાસદ્વારકો શું ગાયે હો, અવાચ્ય થાયે વાણી. ૩૦

## પદ ૧૨ મું.

### રાગ મારૂ.

એક દિવસનો સમાજોગ, વરણવી દાખુંછું;
વિપ્રગુરૂ પ્રતાપ, જાણું તેવું ભાખું છું. ૧
કાંઈ કારજને માટ, દાસ દાસી ગયાં છે;
ત્યારે તો ત્યાંહી જાણ, જશોદા દુઃખી થયાં છે. ૨
વલોણાકેરૂં કાજ, માથે આવ્યું છે;
તે કરવા ગયાં છે માત, મનનું ભાવ્યું છે. ૩
ગાયે કૃષ્ણનાં ચરિત્ર, જે જે કરિયાં છે;
ગોળીમાં નાખે જાણ, જે ગોરસ ભરિયાં છે. ૪
મહી વલોવતાં માત, શોભા સારી છે;
તેનું વર્ણન થાયે કેમ, વૃદ્દમતિ મારી છે. ૫
મતિ ન થાયે વૃદ્દ, શક્તિ વૃદ્દ જાણી છે;
તોયે શક્તિઅનુસાર, કીર્ત્તિ વખાણી છે. ૬

પે'ર્યું રેશમી વસ્ત્ર, અતિ સુદર જે છે,
તેની શોભા વર્ણવે કોણ, નદની રાણી એ છે ૭
ગુરૂ નીતબની ચોપાસ, કટિએ બાધ્યુ છે,
કટિમેખળાનો સ્વર જાણ, મહીમા મન સાધ્યુ છે ૮
પુત્ર ઉપર પ્રીતિ અપાર, દૂધ સ્તનથી સવતુ,
હાને શરીર અપાર, શુ નદી પાણી ભમતુ ૯
નેતરા ગ્રાની પાણ, યશોદા ખેચે છે,
હાને કકણ રસાળ, શુ આનદ વેચે છે ૧૦
પ્રસ્વેદકેરા બિદ, શ્રમથી ઊડ્યા છે,
મોતીકણની શોભા જાણ, લક્ષ્મી જાણે ત્રૂઠ્યા છે ૧૧
અબોડાકેરી માય, મોગરાના પુષ્પ ભરિયા છે,
તે તો શ્રમથી ત્યાડી અપાર, ભૂમિમા પડિયા છે ૧૨
એને જાગ્યા શ્રીકૃષ્ણ, દોડ્યા આવ્યા પાસે,
માતાએ લીધા ઉત્સગ, પૂરણ મનની આશે ૧૩
પયપાન કરે ભગવાન, માતા મુખ જુએ છે,
ત્રિવિધિના સતાપ, યશોમતિ ખુએ છે ૧૪
એવે બનિયો એક બનાવ, પય મૂક્યુ ઊકળવા,
તે તો ઊભરાઈ ચાલ્યુ જાણ, જાય અગ્નિને મળવા ૧૫
જોઇ ઊઠ્યા માત, શ્રીહરિ ભૂખ્યા છે,
ધાવતા વછોડ્યા ત્યાય, મન અતિ દુખ્યા છે ૧૬
રડવા લાગ્યા મા'ન, આસુ અતિ આવે છે,
જે સમુદ્રકેરૂ રૂપ, ક્ષાર પણ ભાવે છે ૧૭
એવા હરિ ભગવાન, ઊઠી ગોળી ફોડે છે,

---

૮ ગુરૂ–ભારે ૧૧ પ્રસ્વેદ–પરસેવો

માખણ ખાવા જાય, દડબડ હરિ દાડે છે ૧૮
એવે થયો પ્રાત કાળ, માકડા મળી આવે છે,
ખાય માખણ શ્રીભગવાન, ખવડાવી કે' ભાવે છે ૧૯
એમ કરવા લાગ્યા કૃષ્ણ, એવે માતા આવી,
જોઈ ગોળી ફોડી ત્યાંય, હરિની રીત નવ ભાવી ૨૦
તદપિ હસી અપાર, ક્રોધી ઘણી થાયે છે,
આવી આડાપણની રીત, લડાવ્યો રાયે છે ૨૧
આજ ભૂલાવુ કુટેવ, છડી કર સા'યે છે,
આવ્યા યશોદા માત, માખણ હરિ ખાયે છે ૨૨
જોઈ શ્રીકૃષ્ણને ત્યાંય, સોટી સતાડે છે,
ચોત્યા દેવદયાળ ઘાટા ઘણા કા'ડે છે ૨૩
જાણ્યુ પ્રભુએ મારશે માત, નાશી હરિ જાયે છે,
યશોમતિએ લીધી પૂઠ, શ્રીકૃષ્ણ પૂઠે ધાયે છે ૨૪
આગળ દોડે કા'ન, માતા પૂઠે છે,
ક્રોધે વશ્યુ છે ગાત્ર, મટા મહા રૂઠે છે ૨૫
નવ જોગી જતિને જેહ, ધાતા નવ મળતો,
તેહ યશોદાને કેમ, આવે કર ઢળતો ૨૬
મા'શ્રમિત થયા માત ત્યારે હરિ હાથ આવ્યા,
સોટી મારી બે ચાર આજ જશો નહિ ફાવ્યા ૨૭
જાન કર્યું તે મૂઢ હુ નવ કોઈનુ માનુ,
દુખ દા છો ગોપીને જાણ તે મન નવ આણુ ૨૮
એમ કહીને ઝાલ્યો હાથ ખેચી લઈ જાયે,
રડે ઘણા ભગવાન, દુખી ગોપી થાયે ૨૯
તોયે નાઈ ચાલ્યા જાણ, કોઈનુ નવ માને,
ઉખળ મગાવ્યો ત્યાંય, ક્રોધ ઘણો મન આણે ૩૦

જેણિકા ધરી પાણ, કે'તી બાંધી માર,
વાકમાં આવ્યો આજ, કરતો નહિ વાર્યુ ૩૧
રડે કૃષ્ણ અપાર, મન ભરમાયે છે,
કાજળ લેવાયુ મુખ, કાળે કાળુ થાયે છે ૩૨
ચોળે હાથે આખો નાથ, રડતા દીન થઈ,
વિહ્વળ થયા ભગવાન, શુદ્ધિ સર્વ ગઈ ૩૩
ઘણા કાલાવાલા કરે નાથ, હવે ગોળી નવ ફોડુ,
જશોદા કે' મૂકુ નહિ આજ, કર્યુ નથી કઈ થોડુ ૩૪
કરગરે અતિશે નાથ, કંપતા વળી ને વળી,
દયા આણે ગોપી મન, સર્વે જે ત્યાંહી મળી ૩૫
જે વિશ્વને બાંધે જાણ, છૂટે છે સર્વ વાત,
જેના ગુણગણ અપરમપાર, નત કહે વેદ વિખ્યાતે ૩૬
તેને બાંધવા ઊભી માત, જુઓ અવનવુ ભાઈ,
નરરૂપે હવા ભગવાન, બાંધે યશોદા માઈ ૩૭
વિપ્ર ગુરૂકેરે પરતાપ, ગુણ હરિના ગાઉ,
હારકોદાસ મહાઅજ્ઞાન, કૃપાએ સુખી થાઉ ૩૮

## પદ ૧૩ મુ

ઉખળ લઈ આવી દામ ઉખળ લઈ આવી,
ભાવી જશોદા માત, મનમા અતિ ભાવી ૧
કા નજી દેતા ગાળ, વ'લે તારી કાન મરૂ,
લાવી બાંધવાકાજે તુ જાણ મૂકો માજી અભિ ડરૂ ૨
દાસી કચવાયે મન, શુ કરે ચાલે નહિ,
યશોદા ભરિયા ક્રોધ કોઈનુ માને નહિ ૩
લીધુ દામણુ પોતે હાથ, ઉખળશું બાંધ્યુ,

કૃષ્ણને બાંધવા કીધી પેર, બીજું દ્રઢિએ સાંધ્યું. ૪
એમ બાંધી મૂકું જાણુ, ત્રણ દિવસ સુધી;
ખાવા નવ આપું નિરવાણ, મતિ ભૂલે ઉંધી. ૫
ઘણું કરગરે ભગવાન, માતા નવ માને;
બાંધવા માંડ્યો નાથ, કાપા પડિયા વાને. ૬
ટૂંકું દામણું પડ્યું ત્યાંય, બીજું માતા ગાંઠે;
આજ બાંધું તને નિરવાણ, મુને તું નવ ગાંઠે. ૭
સાંધ્યું દામણું બીજું ત્યાંહી, ફેરવ્યુ તે પૂંઠે;
ટૂંકું થયું તે જાણુ, માતા ઘણી રૂઠે. ૮
લીધું ત્રીજું માયે ત્યાંય, સાંધ્યું સટ દઇ;
તે ખૂટ્યું નિરવાણ, બીજું લેતી સહી. ૯
એમ નવલખ ગઉનાં જાણુ, દામણાં તો લેતી;
ઉતાવળી સાંધે ત્યાંહી, બાંધુ એમ મુખ કે'તી. ૧૦
લીધાં દામણાં સર્વે ત્યાંહી, પણ નવ કોઇ પો'ચે;
ઘટે ચાર આંગુળ નિરવાણ, બાંધતાં રહે ઓછે. ૧૧
હસે જોવા મળિયા લોક, દામણું નવ પો'ચે;
માતાને ચઢતો ક્રોધ, શોધ થાયછે ઓછે. ૧૨
મગાવ્યાં ઘરમાંથી દામણાં જેહ, તે પણ ખૂટી ગયાં;
થયાં ક્રોધી ત્યારે માત, મહાશ્રમ અંગ સહ્યાં. ૧૩
જોઈ માતાકેરૂં દુઃખ, દામણે બંધાણા;
સુણો શ્રોતા સર્વે જાણુ, દામોદર કે'વાણા. ૧૪
જે કૃપા નવ પામે દેવ, હર વિરંચી જેવા;
લક્ષ્મી સરખી અજાણ, યશોદાબંધન રે'વા. ૧૫
ભક્તવત્સળ ભગવાન, ભક્તની આશ પૂરે;
હર બ્રહ્માશા અથડાય, દરશનકાજ ઝૂરે. ૧૬

મળે ભક્તને શ્રીભગવાન, અભિમાનથી વેગળો;
દ્વારકાને વિશ્રનાથ, હરિ આવીને મળ્યો. ૧૭

## પદ ૧૪ મું.

દામોદર બાંધી હો, ગઇ ઘરમાં માડી;
લાગી કારજ કરવા હો, કા'નને ફેદ પાડી. ૧
ગઇ માતા હો, એટલે સખા તેડયા;
તેણે તનમનના હો, તાપ સર્વે ફેડયા. ૨
રમવા આવ્યા હો, માર વિસરી જાતા;
આનંદ મન થાતા હો, દામણું કર સા'તા. ૩
ઉખળ ખેંચે હો, રમતા રમતા જાયે,
ગોપી સહુ હસતી હો, ખાતે માર ઠીક ખાયે. ૪
દેતા તેને ગાળો હો, કોઈની હાસી કરતા;
એમ આલ્યા હરિ હો, આગળ ડગલાં ભરતા. ૫
નળકૂબર ને મણિગ્રીવ હો, ઉદ્ધારવા મન ધાર્યું;
ચાલ્યા યમુના તીરે હો, હરિએ શુભ વિચાર્યું. ૬
ફરતાં ફરતાં આવ્યા હો, યમલાર્જુન દ્રુમ મોટા;
ઉખળ માંહી ભરાયો હો, ખેંચે હરિ જેના નવ જોટા. ૭
એ વિશ્વને નાખે તાણી હો, તિને ઝાડ શે લેખે;
ચાલો મારી સાથે હો, કે'તા ગોપ એવુ પેખે. ૮
વૃક્ષ ન ચાલે હો, ત્યમ ત્યમ હરિ ખીંચે;
ચાલ ચાલ કહી બોલે હો, સુધા વાણી સીંચે. ૯
જ્યારે ઝાડ ન આવ્યાં હો, ત્યારે ખેંચ્યુ બળ કરી;
ભાગ્યાં વૃક્ષ બન્ને હો, લક્ષ્મીકાંત પોતે હરિ. ૧૦
શબ્દ હુઓ મોટો હો, હાહાકાર ત્યાં થાયે;

દાડી સહુ જાયે હો, રંક અને રાયે. ૧૧
કા'ન ચગદાયો હો, વાત એવી ચાલી તહીં,
વિપ્રપ્રતાપે હો, દ્વારકો ગાયે સહીં ૧૨

## પદ ૧૫ મું.

લોક મળિયા બોલે એમ, એવું તે ભાઈ થાયે કેમ;
કા'નાથી શું વૃક્ષ પડે, વાત હૃદયમાં નવ એ અડે ૧
માનવાજેવી તેહ મનાય, બાળકથી શું આવું થાય,
ઘણા વરસના એ છે ઝાડ, મોટા શું ગોવર્દ્ધન પા'ડ ૨
બાળ કે' પાડ્યા ખરા, વૃક્ષ થયા એનાથી પરા,
એવે કાંઈક નવું થયું, તે તો અમથી ન જાય કહ્યું ૩
તોયે કહીએ સુણો સર્વ, ઉતરી ગયો અમારો ગર્વ,
બે પુરૂષ દેવ જેવા સહીં, ઝાડમાંથી નીકળ્યા અહીં ૪
પગે લાગી ગયા તે જાણ, શું કરીએ કા'નાતણું વખાણ,
એમ લોકને કરતાં વાત, એવે ધાઈ આવી યશોદા માત ૫
જાણી નંદજીએ વાત, દોડી આવ્યા તે સાક્ષાત,
કૃષ્ણને લઈ હૃદયે ધર્યા, બંધનમાંથી મુક્તજ કર્યા ૬
યશોદાને કહી ઘણી પેર, આ તેં કર્યો શો કાળોકેર,
કરે અન્યોઅન્ય ઘણી વાત, એક ઉપનંદ બોલ્યો જાતોજાત ૭
વૃંદાવનમાં વસિયે જઈ, અનુકૂળતા સાચવિયે સહી,
એમ કરી ગયા ત્યાં જાણ, શ્રીકૃષ્ણ ખુશી થયા નિરવાણ ૮
વૃંદાવન જેવું વન નહિ ગોવર્દ્ધન પાસે છે સહી,
યમુના તીર સમીર શુભ વાય, ત્રણ કાળના પ્રાયશ્ચિત પળાય ૯
આનંદ પામ્યા ત્યાં સહુ ગોપ, કરતા ચોરી કૃષ્ણને આરોપ,

---

૯ સમીર–વાયુ

કોઈનાં વાછરડાં લેતા હરિ, એમ કરતાં નવ ડરતા જરી. ૧૦
જ્યારે કૃષ્ણે કોઈનું નવ માન્યું, ત્યારે યશોદાએ કંથને કહ્યું છાનું;
પુત્રની કાંઈ કરો પેર, સખનો એ નથી રે'તો ઘેર. ૧૧
નિત્ય નિત્ય લડાઈઓ લાવે ઘણી, સુણીને અમો દીન જઈએ બણી;
એવે કા'નજી આવ્યા તહીં, વાત નંદશુ કરતા સહીં. ૧૨
મહારાજ અમારે થાવું ગોવાળ, અમો જો છું તમારા બાળ;
મોટાં પશુ ચરાવે ગોપ, તિમ વાછરાં કરો અમને આરોપ. ૧૩
નંદજીએ ના કથી ઘણી, મૂર્ત્તિ કૃષ્ણની ત્યાં દીન બણી;
પછે ઠરાવ્યો સારો જોગ, મળિયો સહુ સારો સજોગ. ૧૪
ગયા વનમાં એક દિવસ જાણ, તેના કરૂં શું હું વૃદ્ધ વખાણ;
સાથે ગોપતણો પરિવાર, સખ્યામાં છે તે એક હજાર. ૧૫
તેટલાં વત્સ છે સાથે સહી, નંદરાજાએ વાણી કહી;
પાસે ચરાવી આવો સહુ, બીક ન લાગે ઈમ કરવું કહું. ૧૬
ગયા ગોપતણા સહુ બાળ, માંહિ અગ્રણી છે નંદનો લાલ;
કરે લીલા પરમેશ્વર ઘણી, વૃદ્ધને શક્તિ શી વરણનતણી. ૧૭
તદપિ કહુ વિપ્રપ્રતાપ, ગાડોવેલો કરૂં આલાપ;
દાસ દ્વારકો મિથ્યા જાણ, વિપ્રપ્રતાપે થશે સુજાણ. ૧૮

## પદ ૧૯ મું.

રમતા કા'ન, વન માંહિ રમતા જો;
ભમતા કા'ન, વન માંહિ ભમતા જો. ૧
આનંદ છે મન, આનંદ ઉદિયો હો;
વત્સ ચારવા હો, ગયે મન મુદિયો હો. ૨

---

૧૩ આરોપ કરો–સોંપો. ૧૭ અગ્રણી–અગ્રેસર.
૨ મુદિયો–આનંદ પામેલો.

ગોપ શું રાખે હો, નાશી હરિ જાયે જો;
ન માને કોઇનુ તે, સુખી મનમાં થાયે જો. ૩
સુવર્ણના મણિયા હો, અલંકાર અંગે જો;
તદપિ આવે રંગે હો, કાચી ગુંજા વ્યંગે જો. ૪
પેંગી ઘણું માંગે છે, મન મગ્ન થાયે જો;
ફૂલા ઘણાં પેરે ત્યાં, દુ ખ સહુ જાયે જો. ૫
મોરપિચ્છ ધરતાં હો, કાળગચિતરૂ અંગ કરે જો;
કોઇના શીંકાં ચતાડે હો, કોઇથી હરિ નવ ડરે જો. ૬
પકડે ચોર કોઈ હો, ત્યારે શીંકુ કર ધરતા જો;
ચેષ્ટા કરતા ચતુરભુજ ત્યાં, અરૂપરૂ ફરતા જો ૭
શીંકું લઈ હસ્ત હો, દૂર ફેંકે હરિ જો;
રડે બાળ નાના હો, જાય કૃષ્ણથી ડરી જો. ૮
લીલા શું ગાયે હો, વિપ્રમતાપે મન ધરતો જો,
દ્વારકોદાસ નમી નમી હો, મનકુ મગ્ન કરતો જો. ૯

## પદ ૧૭ મું.

જઈ આવ્યા, જઈ આવ્યા નંદનો લાલ,
વાછરૂં ચારી આવ્યા, પડ્યું નામ ત્યારથી વત્સપાળ. ૧
બીજે દિવસે, બીજે દિવસે કા'ન;
ઘણી ઉતાવળ કરતા, વન જાવા શ્રીભગવાન. ૨
મળી ગોપ મંડળી, ગયા વત્સ ચરાવા જાણ,
તહીં લીલા કરતા, તેના શા શા કરૂં વિખાણ. ૩
કહે જાવું પેલું, ત્યારે દોડે સહુ ગોપ,
કદી પાછા પડે કા'ન, ત્યારે કરતા અતિ કોપ. ૪

---

૪ વ્યંગે–ટોળે વીણે (?)

કોઇના પગ વિચે, પગ ભરાવે સુંદરશ્યામ;
પડી જાય તેહ તહીં, પે'લા કહી હાંકી ઊઠે આમ. ૫
જુઓ અમો પે'લા આવ્યા, પાછળ સર્વે તમે,
બળભદ્રને નવ ગમે, દુષ્ટતા મનમાં દમે ૬
કદી વેણુ વાયે કદી શૃંગા ફુંકે,
કદી ભ્રમરા જેવું, કદી ગર્વવશું ભુંકે. ૭
કદી કોયલ બોલે, ટૌકા તેના જેવા કરે,
કદી પક્ષી ઊડે, તેની છાયાએ ડગલા ભરે ૮
કદી બકધ્યાન ધરે, કદી મીનને ધરતા,
બક થાય હરિ, મીન દીન ગોપ મરતા ૯
કદી કળા કરતા, કામળ ઉંચી કરી,
મોરની પેર નાચે વા'લો મારો નરહરિ ૧૦
પારધીની પેઠે ચઢી, કપિનું પૂચ્છ ઝાલે,
વાદર બૂમ પાડે, તેને ઊભા અન્ય ભાળે ૧૧
કદી કપિ મળતા, ઉઝરડી નાખે અગને,
ગેડી મારે જોર કરી, કપિ પામે ભગને ૧૨
એમ રમત રમે, નંદતણો લાલો,
સર્વ પ્રતિપાળ કરે, મારે પ્રાણી હાથે કાળો ૧૩
જગત જેમ ઉત્પન્ન કરે, સંહારે તેમ કરતો,
દ્વારકા બ્રહ્માદિક નવ લહે, તે ગોપના ચીર હરતો ૧૪

### પદ ૧૮ મું.

ઘેર ગયા ઘેર ગયા, વ્રજતણો રખવાળ ટેક ૧
જ્યારે થયો સાયંકાળ, ઘેર આવ્યા નંદલાલ,

---

૭ શૃંગી—શીંગ.

માતા ઓવારી લે તતકાળ. ઘેર ગયા૦ ૨
ગયા બીજે દિવસે થયું સવાર, વન જવાને કરતા નવ વાર;
ચાલ્યા વત્સ લઇ દેવમોરાર. ઘેર ગયા૦ ૩
કરતા ચેષ્ટા અપરમપાર, જે તત્વના કે'વાય સાર;
ચાલ્યા વનમાં તે અવિધાર. ઘેર ગયા૦ ૪
ગયા દૂર શ્રીભગવાન, રમતા બાળ સાથે બળવાન;
ગોપનાં બાળ ઘણાં નાદાન. ઘેર ગયા૦ ૫
એવે ત્યાંહી નિરખ્યુ નવુ એક, અસુરે ભજવ્યો સારો ભેખ;
અજગરરૂપનો કર્યો વિવેક. ઘેર ગયા૦ ૬
મુખ વિકાશ્યુ તેણે જાણ, તેના રૂપનુ ન થાયે વિખાણ;
જોઇ વાગે મોહતણાં બાણ. ઘેર ગયા૦ ૭
દાસ દ્વારકો શુ ગુણ ગાય, વિપ્ર પ્રતાપે સુખી થાય;
સંકટ જનમોજનમનુ જાય. ઘેર ગયા૦ ૮

## પદ ૧૯ મું.

મોહ પામ્યાં મોહ પામ્યાં, ગોપનાં બાળ. ટેક. ૧
વાર્યા તેને દીનદયાળ, માન્યુ નહિ મોહની લાગી ઝાળ;
પેઠાં અઘાસુરમુખ તત્કાળ. મોહ પામ્યાં૦ ૨
એક અધર અડ્યો આકાશ, બીજો પૃથ્વીતળની પાસ;
ગભ્યા હરિના સર્વે દાસ. મોહ પામ્યા૦ ૩
લીધું ઘાસ મુખમાં અપાર, ચરવા વત્સ પેઠાં નિરધાર;
અસુર કે' ભક્ષનો પામ્યો ભાર. મોહ પામ્યા૦ ૪
ગયાં ઉદરમાં જેણી વાર, સહુ દુખ પામ્યા ત્યા અવિધાર;
પોકારે સા'ય કરો દેવમોરાર મોહ પામ્યાં૦ ૫

---

૩ અધર—ઓઠ.

અસુર જોઈ બેઠો વાટ, માંહી કૃષ્ણ નહિ એજ ઉચાટ;
કરતો માયાના વિધ વિધ ઠાઠ. મોહ પામ્યાં૦ ૬
ભક્તનું દુઃખ જાણ્યું ભગવાન, મુખમાં પેઠા શ્યામળવાન;
રાજી થયો અસુર બળવાન. મોહ પામ્યાં૦ ૭
વિપ્રમતાપે જાણું કાંઈ, મંડ્યો કવિતા ગુરૂ મહારાઈ;
કરી વારંવાર દ્વારકાને સાંઈ. મોહ પામ્યાં૦ ૮

## પદ ૨૦ મું.

રાજી થયો રાજી થયો, ઘણો ત્યાંહી અસુર. ટેક. ૧
મોકલ્યું બક બકી હજુર, પાણી ચઢ્યું મનમાં અતિ પર;
હવે કૃષ્ણજી નથી દૂર. રાજી થયો૦ ૨
જવ મુખમાં પેઠા શ્યામ, હાહાકાર થયો દેવે મૂકી મામ;
કયજ્યુ કે'તા સર્વે કામ. રાજી થયો૦ ૩
ગળા વચ્ચે જઈ ઊભા સુંદરશ્યામ, કર્યું મુખ ભીડવાનું તેણે આમ;
વિરાટરૂપ થયા સ્વરૂપે કામ. રાજી થયો૦ ૪
કંઠનાળ બંધ થઈ તે કાળ, વાયુ રૂંધાયો તત્કાળ;
લાગી મોતની અસુરને ઝાળ. રાજી થયો૦ ૫
તરફડતો તેહ અપાર, જીવ જાતા ન લાગી વાર,
નિકળ્યાં ગોપ વત્સ તો બા'ર. રાજી થયો૦ ૬
ચીરાડા થઈ પડ્યો અસુર, પાપી ગયો હરિહજુર,
એવા શ્યામળિયોજી શૂર. રાજી થયો૦ ૭
અમીદૃષ્ટિએ ઊગાડ્યા ગોપ, વિપ્રમતાપે ગાબ્યો અસુરકોપ,
દ્વારકાને કરી કવિતામાળ આરોપ રાજી થયો૦ ૮

## પદ ૨૧ મું.

સુખ પામ્યા સુખ પામ્યા, પામ્યા સુખ આહીરજાદા. ટેક. ૧

૧ આહીરજાદા–ભરવાડના છોકરા

પાપ રહિત જે છે સાદા, જેવી ગરીબ ગૌઆં માદા;
જે જાણે નહિ વાદવિવાદા. સુખ પામ્યા૦ ૨
ઘેર જઈ વાત કરી ધાડી, આજ અસુરની દેહ કા'ને પાડી;
મા ને બાપ માને નહિ માડી. સુખ પામ્યા૦ ૩
જઈ જોઈ આવ્યા કેટલા, ઘણા અસુરને જોવા ત્યાંહી મળ્યા,
કંસનું કપટ મન માંહી કળ્યા. સુખ પામ્યા૦ ૪
બીજે દિવસે ગયા રમવા, ત્યાંહા વિધિ આવ્યો દમવા;
તેહ ગયો કથી વિધિએ ભમવા. સુખ પામ્યા૦ ૫
ઉજાણી કરવા કૃષ્ણ બેઠા, પ્રસાદ કારણ બ્રહ્મા થાય હેઠા,
હરિના હૃદય માંહી તે પેઠા સુખ પામ્યા૦ ૬
નર વેરાવા દેતા નરહરિ, કરડી નજર બ્રહ્મા ઉપર કરી,
વેરાયુ નહિ ત્યાંહી જરી. સુખ પામ્યા૦ ૭
વિસ્મતાપે બ્રહ્મા મીન થયા, હાથ ધોવા હરજી નવ ગયા,
દ્વારકાના વિધિને સંતાપ થયા સુખ પામ્યા૦ ૮

## પદ ૨૨ મું.

ત્યા હરિયા હરિયા, ગોપ બાળ ને વત્સ જાગુ ટેક. ૧
જોઈ સમજ્યા શ્રીભગવાન, ઉતારવુ બ્રહ્માનુ અભિમાન,
હાણુ પ્રજાપતિતણુ ગુમાન ત્યા હરિયા૦ ૨
આપરૂપે વિલસ્યા કા'ન, હરખ્યા વેદનુ કરતા જે ગાન,
જેને હૃદે ન વસતી સાન ત્યા હરિયા૦ ૩
જ્યા વત્સ ગોપરૂપે થયા આપ, ત્યા ટળ્યો સર્વેનો સંતાપ,
હરિ નિર્મિત ઘેર ગયા આપો આપ ત્યા હરિયા૦ ૪
બ્રહ્માએ જાણ્યો નહિ ભેદ, નિશદિન ગાયન કરતા વેદ,

૫ વિધિ-બ્રહ્મા

પાડ્યો માયાએ હૃદયમાં છેદ. ત્યાં હરિયાં૦ ૫
નવી સૃષ્ટિ કરી શ્રીકૃષ્ણ, ગાળી વિધિનાણી જેહ તૃષ્ણ;
જાણપણાનું તજિયું પ્રશ્ન. ત્યાં હરિયાં૦ ૬
આવી પાગે લાગ્યા બ્રહ્માય, હે અજન્મા તારી કીર્તિ કોણ ગાય;
તને જોઈ સુર અસુર સુખી દુઃખી થાય. ત્યાં હરિયાં૦ ૭
દાસ દારકો ગુણ શું ગાય, નિપ્રતાપે રીઝવતો બ્રહ્મરાય;
કવિ કરી પવિત્ર વણિકની કાય. ત્યાં હરિયાં૦ ૮

## પદ ૨૩ મું.

આપ્યાં આપ્યાં બ્રહ્માએ હર્યાં જે ગોપ. ટેક ૧
નવ કર્યો તેના પર કોપ, કોઈ દોષ કર્યો નહિ આરોપ;
જાણ્યું ચઢ્યો માયાનો ઓપ. આપ્યાં આપ્યાં૦ ૨
સ્તુતિ કરી વળ્યા બ્રહ્માય, તે તો ગુણ શ્રીકૃષ્ણના ગાય;
તેથી સુખી બ્રહ્માદિક થાય. આપ્યાં આપ્યાં૦ ૩
હરિલીલા એ સારનો સાર, પામે પૂર્વજન્મથી ભજનપાર;
થાય સંસ્કારવાળાના શુભ વિચાર. આપ્યાં આપ્યાં૦ ૪
બ્રહ્મા હારી ગયા જે વાર, ખરાં વત્સ ગોપ આવ્યાં ઘરબાર;
કોઈ પામ્યાં નહિ પરમેશ્વર પાર. આપ્યાં આપ્યાં૦ ૫
લીલા હરિની અપરમપાર, મૂઢમતિ હું પામુ ન પાર;
ગઈ વય મારી નિઃસાર આપ્યાં આપ્યાં૦ ૬
ગુરૂ પ્રતાપે ઉપજ્યું જ્ઞાન, દેખાડ્યા દ્વૈતરૂપે ભગવાન;
સમજાવશે અદ્વૈતકેરૂ માન. આપ્યાં આપ્યાં૦ ૭
દાસ દારકો પામશે સુખ, જાશે ત્યારે તે ભવનુ દુઃખ;
ભાગશે માયાતણી ત્યારે ભૂખ. આપ્યાં આપ્યાં૦ ૮

## પદ ૨૪ મું.

મોટા થયા મોટા થયા મોટા દીનદયાળ ટેક. ૧

પછે કરતા ગાયોની સંભાળ, રાજી થાતા નંદભૂપાળ,
જુગોજુગ મળો આવો બાળ. મોટા થયા૦ ૨
વત્સને સાટે ગૈઆ દીધી, તેહ આવે ચારવાની આજ્ઞા કીધી;
આજ્ઞા પિતાતણી હરિએ લીધી મોટા થયા૦ ૩
જાય વનમા હરિ અતિ દૂર, કેડો મૂકે નહિ અસુર,
તેને મચરડી મારતા શૂર મોટા થયા૦ ૪
એકદા અવનવુ થાતુ ત્યાય, અસુર એક આવ્યો હરિ છે જ્યાય,
ધેનુરૂપ ધર્યું ફેર ન કાય મોટા થયા૦ ૫
તેને માર્યો ન લાગી વાર, એવે ગોપે કર્યો ઉચ્ચાર,
થોડે દૂર ફળ છે અપરમપાર મોટા થયા૦ ૬
તે ખવડાવો દેવમોરાર, ત્યા એક અસુર મોટો નિરધાર,
બીજા ઘણા તેવા ત્યાહી સાર મોટા થયા૦ ૭
કૃષ્ણ કે' ચાનો આ વાર, દાસ દ્વારકો કરે શુ વિચાર,
જેને ઉતારવો ભૂમિભાર મોટા થયા૦ ૮

## પદ ૨૫ મુ

ગયા વનમા ગયા વનના વનમાળી ટેક
છે તાડકેરૂ વન મનોહર, ત્યા ગયા ગોપશુ મોહનવર,
શોભે છે ગેડી કર ગયા વનમા૦ ૧
જોઇ વન ને લાગી રાડ, દીપે મનોહર ઉચા પા'ડ,
રહ્યા રાકે નભને કરી આડ ગયા વનમા૦ ૨
અઢારભાર વનસ્પતિ જ્યાય, ઘણા ફળ ફૂલ ખીલ્યા છે ત્યાય,
લાગે મનોહર રૂડી છાય ગયા વનમા૦ ૩
પશુ પક્ષી છે અપરમપાર, લાગે રમણિક તેના ઉચ્ચાર,
ચાને ગોપશુ દેવમોરાર. ગયા વનમા૦ ૪

કરના આનંદ ઓચ્છવ દયાળ, લેતા માંહો માહે સંભાળ;
પેઠા તાડના વનમાં બાળ. ગયા વનમાં૦ ૫
જાણી અસુરે આવ્યાની ભાળ, ગઈ સામો થયો તત્કાળ;
લાગી જદુવરને તે આગ. ગયા વનમાં૦ ૬
દાસ દારકો શું ગુણ ગાય, વિપ્રગુરૂકેરી છે સા'ય;
અપૂર્ણ પૂર્ણ કરી હરખાય. ગયા વનમાં૦ ૭

## ગરબી ૧ લી.

જોયો દાનવ બળદેવ બળિયા રે લોલ,
તેના સામા એકાકી ઢળિયા રે લોલ ૧
જોઈ દાનવ બાળ ગોપકેરા રે લોલ,
ધાયો એકાકી મારી ફેરા રે લોલ. ૨
ઘણો ગર્જે ને છે મતબાવો રે લોલ,
કે'તા કા'નજી તમે એને ઝાવો રે લોલ. ૩
એવે બળદેવ દોડ્યા પૂઠી રે લોલ,
ગયા અસુરના સામા ઊઠી રે લોલ. ૪
આવ્યો અસુર મારવા કાજે રે લોલ;
સાહ્યા બન્ને પાદ શેષ મહારાજે રે લોલ ૫
ફરવી માથાની પૂઠે ગાજ્યા રે લોલ,
ફરવ્યો શિરે શૃંગાર જેણે સાજ્યા રે લોલ. ૬
ફરવ્યો બે ત્રણ વાર નીલાબરે રે લોલ,
અફાળ્યો તાડમા તે દાનવ શુ સરે રે લોલ. ૭
ઘણાં વૃક્ષ ભાગીને ભૂકો થયા રે લોલ,
બીજા દાનવના યૂથ નાસી ગયા રે લોલ. ૮
જેમ એક ચંદ્ર ગયે અંધારૂં બને રે લોલ,

તિમ દાનવનું કુળ એવું ગણે રે લોલ. ૯
નાખ્યો દાનવને ઝાડની ઉપરે રે લોલ;
પડ્યાં ફળ ખોળામાં બાળકો ભરે રે લોલ. ૧૦
મહાઆનંદ મન સહુ પામિયાં રે લોલ;
વ્રજના જન તે દુખ સહુ વામિયાં રે લોલ. ૧૧
થયું વન નિકંટક ત્યાંકને રે લોલ;
નાચે થેઈ થેઈ મોરલી વાઈ વને રે લોલ. ૧૨
ધન્ય ધન્ય બાળ કહે બળદેવને રે લોલ;
કીધી દાનવની રૂડી તમે સેવને રે લોલ. ૧૩
દાસ દ્વારકો તે ગુણ ગાય શ્યામના રે લોલ;
કૃપા કરી વિપ્ર પ્રભુ કૃષ્ણરામના રે લોલ. ૧૪

ગરબી ૨૭.

નાથ્યો કાળિનાગ મારે વા'લે જો;
કર્યું નિર્મળ જળ નંદલાલે જો. ૧
એના ગુણ તે ગાઈ કો શકે જો,
અપાર લીલા તે હૃદયે શે ટકે જો. ૨
સાગરનુ ગ્રહે પંખી પાણી રે જો,
તેની ગુણસાગરમા મતિ આણી રે જો. ૩
ગયા ગેડી દડે રમવા મોરારી જો,
રમતા રમતાં તે ઝડ લાગી સારી જો. ૪
કરી હોડ દડો જાય પાણીમાં જો,
આણી આપવો હોડ એવી દા'ણીના જો ૫
લાગી રમઝટ રમતની અતિ ઘણી જો,

---

૧૨ ત્યાંકને–ત્યા

એને લ્યાવી તે જુગની કેવી બાણી જો ૬
લઈ કમ્મા દડો માર્યો દાવમાં જો,
આવ્યું કદક શ્રીરાધાનાવમા જો ૭
દમ્યા ગોપ તે તાળી લેઈ વેઈ જો,
કોઈ ઊભા તે નાચે થેઈ થેઈ જો ૮
કોઇ આડા પડી આળોટતા જો,
કોઈ દર્દનું દુખ ન સમેટતા જો ૯
કોઈને આડી તે પડી દમનાતણી જો,
કોઇની જોડિયો તે દીપે ત્યા ઘણી જો ૧૦
હવે કોડ તો દારવી આપણે જો,
એમ કૃષ્ણને કે'તા દડો છે પણે જો ૧૧
કે'તા કૃષ્ણ અમો લાવુ એહને જો,
પડુ દ્રોહમા નહિ સદદને જો ૧૨
ઘણા ગોપ તે દરિને ના ભણે જો,
ઘણા પડવા ઊભા જોઈ દીન બણે જો ૧૩
દાસ દાગ્કો તે દડ પગ આવિયો જો,
વિપ્રગુરૂનો બોધ જેને ભાવિયો જો ૧૪

ગરબી ૩ જી.

કદબની ડાળે ચઢયો માગે કા'નો રે,
કે'તા ગોપ અમારૂ હરિ માનો રે ૧
તેનુ માન્યુ ન દેવદયાળે રે,
ઊભા સ્વર્ગ તે દેવ સહુ ભાળે રે ૨
કડી કાછ ને માડી પડ્યા તૂટી રે,
સખા ગોપને આશા છૂટી રે ૩
જોતા જોતામા વા'લો ગયા ભોમ રે,

જેમ પેસે ઘનઘટામા સોમ રે. ૪
જોઇ બાળને રીઝી અતિ નાગણી રે;
કરતી મા'વની પાસ તેહ માગણી રે. ૫
અલ્યા છોરા તુ આવ્યો ક્યાંથકી રે;
કહી દડાની શ્રીહરિએ વકી રે. ૬
હસી નારી તે તાળી લેઇને રે;
કોઇ ગાલે તે અગુળી દઇને રે ૭
આવ્યો દડાને કાજે દાડતો રે,
કાળિનાગનો ભય મન છોડતો રે. ૮
આ'પા દડા દશ બાર આપુ લઈ જજે રે;
કાળિનાગ આજ તને નહિ મળે રે. ૯
એમ સમજાવિયો નારી બહુ મળી રે;
તેનુ માને તે કેમ કા'ને મા'બળી રે. ૧૦
લીધી હઠ જોવો મારે એહને રે,
વિષવાળા કાળિકેરી દેહને રે ૧૧
બીજી વાતો તે અમને નવ ગમે રે,
કાળિ વજના તે લોકને બહુ દમે રે. ૧૨
આજ ઝેર વિનાનો અમે કરૂ રે,
માનો નારીઓ સહુ તમે ખરૂ રે ૧૩
એમ કહીને તે મારી હાક કૃષ્ણજી રે,
પૂરી દ્વારકાની વિષે તૃષ્ણજી રે. ૧૪

ગરબી ૪ થી

કાળિનાગ જાગીને આવ્યો ત્યાહી રે લોલ,
મારી ગેડી તે મસ્તક માહી રે લોલ ૧

---

૪ સોમ (પાતાળની)

જો આજને મને દયા ધરે રે લોલ,
ઊભી નાગણી તે નાગ વિનતિ કરે રે લોલ ૨
માગ નાથ ન માગે સકુમારને રે લોલ,
માનો અમારૂ આ એક વારને રે લોલ ૩
એવે માગી બીજી ગેડી ફુમા રે લોલ,
પડ્યો નાગ તે આવી મેણુમા રે લોલ ૪
ચડ્યો ક્રોધ તે કાળિનાગને રે લોલ,
રણે જઈને આ યો વાઘને રે લોલ ૫
બન્ને યોધા તે લથબથ આવિના રે લોલ,
ઘણી નાગણીને ચુડા ભાવિયા રે લોલ. ૬
બાધ્યા હાથ તે ફેણુમા કાળિએ રે લોલ,
અગ વધાર્યું છે વનમાળીએ રે લોલ ૭
એવે ગોકુળમા થઈ વાતા રે લોલ,
કા'ના ડૂબ્યા તે ગાઆ ચારતા રે લોલ ૮
તે દિવસ બળદેવ ગયા નહિ રે લોલ,
માતા ધસમસતી આવી ત્યા સહી રે લોલ ૯
જુએ તો ગોપના પડિયા બાલુકા રે લોલ,
જમુનાજીની તે સુદર વાલુકા રે લોલ ૧૦
સુણી જશોમતિ ધરણી ઢળી રે લોલ,
નદ આદિકની મ ળી મળી રે લોલ ૧૧
મહાદુ ખમા ડૂબ્યા માતા પિતા રે લોલ,
મરશે એવુ તે મોહનજી બીતા રે લોલ ૧૨
વાઇ સાભળી તે અધરે લેઈને રે લોલ,
કાળિ છૂટ્યો એવુ મુખે કહીને રે લોલ ૧૩

૪ મેણુમા–મીણુમા–(તિમિર ચઢવાથી) ૧૦ વાલુકા—વેળુ

જેમ પેસે ઘનઘટામાં સોમ રે. ૪

જોઇ બાળને રીઝી અતિ નાગણી રે;
કરતી મા'વની પાસ તેહ માગણી રે. ૫

અલ્યા છોરા તું આવ્યો ક્યાંથકી રે;
કહી દડાની શ્રીહરિએ વકી રે. ૬

હશી નારી તે તાળી લેઇને રે;
કોઈ ગાલે તે અંગુળી દઇને રે. ૭

આવ્યો દડાને કાજે દોડતો રે;
કાળિનાગનો ભય મન છોડતો રે. ૮

અલ્યા દડા દશ બાર આપું લઈ વળે રે;
કાળિનાગ આજ તને નહિ મળે રે. ૯

એમ સમજાવિયો નારી બહુ મળી રે;
તેનું માને તે કેમ કા'નો મા'બળી રે. ૧૦

લીધી હઠ જોવો મારે એહને રે;
વિષવાળા કાળિકેરી દેહને રે. ૧૧

બીજી વાતો તે અમને નવ ગમે રે;
કાળિ વ્રજના તે લોકને બહુ દમે રે. ૧૨

આજ ઝેર વિનાનો એમે કરૂં રે;
માનો નારીઓ સહુ તમે ખરૂં રે. ૧૩

એમ કહીને તે મારી હાક કૃષ્ણજી રે;
પૂરી દ્વારકાની વિષે તૃષ્ણજી રે. ૧૪

ગરબી ૪ થી.

કાળિનાગ જાગીને આવ્યો ત્યાંહી રે લોલ;
મારી ગેડી તે મસ્તક માંહી રે લોલ. ૧

---

૪ સોમ (પાતાળની)

જોઈ બાળને સર્વ દયા ધરે રે લોલ;
ઊભી નાગણી તે નાગ વિનતિ કરે રે લોલ. ૨
મારા નાથ ન મારો સકુમારને રે લોલ;
માનો અમારૂં આ એક વારને રે લોલ. ૩
એવે મારી બીજી ગેડી ફેણમાં રે લોલ;
પડ્યો નાગ તે આવી મેણમાં રે લોલ. ૪
ચઢ્યો ક્રોધ તે કાળિનાગને રે લોલ;
રણે જઈને આઢ્યો વાઘને રે લોલ. ૫
બન્ને યોધા તે લથબથ આવિયા રે લોલ;
ઘણી નાગણીને યુદ્ધડાં ભાવિયા રે લોલ. ૬
બાંધ્યા હાથ તે ફેણમાં કાળિએ રે લોલ;
અંગ વધાર્યું છે વનમાળીએ રે લોલ. ૭
એવે ગોકુળમાં થઈ વારતા રે લોલ;
કા'ના ડૂબ્યા તે ગોઆ ચારતા રે લોલ. ૮
તે દિવસ બળદેવ ગયા નહિ રે લોલ;
માતા ધસમસતી આવી ત્યા સહી રે લોલ. ૯
જુએ તો ગોપના પડિયા બાલુકા રે લોલ;
જમુનાજીની તે સુંદર વાલુકા રે લોલ. ૧૦
સુણી જશોમતિ ધરણે ઢળી રે લોલ;
નંદ આદિકની મંડળી મળી રે લોલ. ૧૧
મહાદુઃખમાં ડૂબ્યાં માતા પિતા રે લોલ;
મરશે એવું તે મોહનજી બીતા રે લોલ. ૧૨
વાઈ સાંભળી તે અધરે લેઇને રે લોલ;
કાળિ જીત્યો એવું મુખે કહીને રે લોલ. ૧૩

૪ મેણમાં—મીણામાં—(તિમિર ચઢયાથી). ૧૦ વાલુકા—વેળુ.

આપે ધીરજ બળદેવ ધણી ધણી રે લોલ;
વિપ્રપ્રતાપે ગુણ ગાઉં ગણી ગણી રે લોલ. ૧૪

## ગરબી ૫ મી.

જીત્યો નાગ તે યશોદાનંદને જો;
કરતા દેવ તે આવી આવી વંદને જો. ૧
નાગણીઓ તે પાયે લાગતી જો;
મારા મા'વની પાસ માન માગતી જો. ૨
કાળિનાગ તે કળવિકળો થયો જો;
તેના વિખનો તે ગર્વ ગળી ગયો જો. ૩
કરે નાગણી તે સ્તુતિ ઊભી રહી જો;
મૂકો મૂકોજી વેણ એવાં કહી જો. ૪
મહાગર્વિષ્ટ નાગનો દેવતા જો;
જેને અનુચરો ઘણા સેવતા જો. ૫
તેને સેળવો તે રામજી મૂકીએ જો;
મારવાનું તે ધ્યાન હરિ ચૂકીએ જો. ૬
પ્રકૃતિપુરૂષનું રૂપ આપનું જો;
ગુણનું ગાયન થાય નહિ માપનું જો. ૭
અમે નારીઓ તે વિનતિ શું કરૂં જો;
મૂકો મા'વજી રંડાપે રડું જો. ૮
કરી દયા તે દેવમોરારીએ જો;
અહીં રે'વાનું નારી ઇને વારીએ જો. ૯
એવે નાગને શુદ્ધિ આવતી જો;
તેને વાણી મોહનજીની ભાવતી જો. ૧૦
પ્રભુ કે' તે જાવ તમે દ્વીપમાં જો;
ઊેર નવ જોઇએ તે જમુનાની છીપમાં જો. ૧૧

વારૂ કહીને વળી ૫ા ગયો જો;
નાગાંબર આપીને રળી થયો જો. ૧૨
આવ્યા માધવ યમુનાની તીરે જો;
મહાપરાક્રમ કર્યું છે વીરે જો. ૧૩
તેના ગુણ તે દ્વારકો શુ ગણે જો;
વિપ્રપ્રતાપે જ્ઞાનીજન ભણે જો. ૧૪

## ગરબી ૬ ઠી.

આવ્યા કાંઠે તે નંદનો લાલ રે;
માતપિતા રીઝાવ્યાં દયાળ રે. ૧
દાવાનળની તે ઝાળથી રાખ્યાં રે;
ગોપીજન હરિમુખ ભાખ્યા રે. ૨
ગયાં ગોકુળમાં સહુ સાથે રે;
ત્યા પરાક્રમ કીધુ વ્રજનાથે રે. ૩
વ્રજલોક તે ગુણ સહુ ગાયે રે;
નદકુંવરથી સુખી થાયે રે. ૪
કોઈ વાત કરે છે મોટી રે;
તેની કીર્ત્તિ તે ભાઈ નથી ખોટી રે. ૫
એણે અસુર માર્યા મોટા રે,
એના જુગોજુગમાં નહિ જોટા રે. ૬
નંદે પુણ્ય તે મોટા કીધા રે;
એણે દાન તે પૂર્વે દીધાં રે. ૭
મહામંગળપદને પામ્યો રે;
એ તો જન્મમરણને વામ્યો રે ૮

---

૧૨ નાગાંબર—નાગલોકોનાં વસ્ત્ર. રળી—રળિયાત.

જેને પુત્ર તે કા'નજી જેવા રે;
ફરે ત્રિભુવન જેની સેવા રે. ૯
એવે માયાનુ આવરણ આવ્યુ રે,
ગોપ સર્વેનુ જ્ઞાન તજાવ્યુ રે. ૧૦
ગયા વનમાં તે દેવમોરારી રે;
પ્રલબાસુરને નાખ્યો મારી રે. ૧૧
એમ લીલા અપરમ કીધી રે,
સુખ શાંતિ સખાએ લીધી રે. ૧૨
સુખચંદ્ર તે વ્રજમાં ઉગ્યો રે,
ગોપજનનો મનોરથ પુગ્યો રે. ૧૩
દાસ દ્વારકો તે ગાઈ શુ જાણે રે,
વિપ્ર ગુરુનું કર્મ વખાણે રે. ૧૪

ગરબી ૭ મી.

ગયા વૃંદાવનમા તે દેવ મોરારી;
જેની લીલા છે અપરમપારી રે. ટેક ૧
વેણુ વગાડી છે ગિરિધારી,
લાગી મોહની નારને સારી રે ગયા૦ ૨
શબ્દ સુણી આવી સહુ પ્યારી,
મોહનજી કે' હાક કુણે મારી રે ગયા૦ ૩
ગોપી જોતી હરિને ધારી ધારી;
પ્રભુ વાણી બોલે અકારી રે ગયા૦ ૪
પછે મનવ્યુ તે મન ભવપારી,
તે જાઉં મોહન વર પર વારી રે ગયા૦ ૫
ગયા પાસે વૃષભાનકુમારી,

થઈ લીલાની લે'ર તો ભારી રે. ગયા૦ ૬
રાસલીલાની આવી હવે વારી;
ત્યાં તો મતિ નવ પો'ચે મારી રે. ગયા૦ ૭
વૃદ્ધપણાની વસમી વારી;
વિપ્રકૃપાથી લીલા ગાઉં સારી રે. ગયા૦ ૮
કૃષ્ણલીલાનો સાગર ભારી;
હારી જાય મતિ તેમાં મારી રે. ગયા૦ ૯
વૃદ્ધપણે રસની જોડ બારી;
વિપ્રકૃપાએ રસ જોડ ઠારી રે. ગયા૦ ૧૦
દાસ દ્વારકો દીધો સુધારી;
ખોટ વધ તે આપે સમારી રે. ગયા૦ ૧૧
કવિઓ કવિતા માને કારી;
કે'તા નવ વૃદ્ધની લાગે ખારી રે. ગયા૦ ૧૨
મળે પરમનું પદ ભારી;
આનંદપદ પર જાઉં હું વારી રે. ગયા૦ ૧૩
પ્રેમપદમાં તે મનસા મારી;
આનંદપદને તે નાખું ઓવારી રે. ગયા૦ ૧૪
કૃષ્ણસુત કૃપા કરો મુને સારી;
નહિ થાય દ્વારકોદાસ અ'કારી રે. ગયા૦ ૧૫
રાસલીલામાં લે'રનું વારિ;
પાઉં શ્રોતાંને વિપ્ર સંભારી રે. ગયા૦ ૧૬

